વર્ષ ૧૨ મું   નવચેતન પ્રકાશન-૬૫   પુસ્તક ૧ લું
નૂતન ગ્રંથમાળા પુ. ૪૬

# માતાનું ઋણ

[ પૂર્વાર્ધ ]

લેખક
જદુભાઈ મહેતા

•

નવચેતન સાહિત્ય મંદિર
૨૪૫૬ : ભદ્ર; અમદાવાદ.

પ્રકાશક

પુરુષોત્તમ પૂ. પારેખ

નટવરલાલ લ. વોરા

નવચેતન સાહિત્ય મંદિર : ૨૪૫૬; ભદ્ર : અમદાવાદ.

આવૃત્તિ ૧ લી સં. ૨૦[illegible]






કિંમત

પાકું પૂંઠું રૂા. ૩-૦-૦

વાર્ષિક લવાજમ દેશમાં

પાકું પૂંઠું રૂા. ૬)

પોસ્ટેજ અલગ


મુદ્રક : મણિલાલ છગનલાલ શાહ

નવપ્રભાત પ્રિન્ટીંગ પ્રેસ

ઘીકાંટા રોડ : અમદાવાદ

# નિવેદન

**ગૃહલક્ષ્મી** ગ્રંથમાળાના ૧૨ મા વર્ષનું પ્રથમ પ્રકાશન ગુજરાતના યુવાન ભાઈ **શ્રી. જટુભાઈ મહેતાનું** 'માતાનું ઋણ' રજૂ કરતાં આનંદ થાય છે.

ભાઈ જટુભાઈને રાજસ્થાની પ્રજા સારી રીતે પિછાને છે. તેઓ એક અદના સેવક ઉપરાંત સામાજિક અને રાજકીય પ્રવૃત્તિઓમાં ઘણો રસ ધરાવે છે. યુવાન વર્ગના તો તેઓ આત્મા જેવા છે.

એવા એમના રાજકીય અને સામાજિક ક્ષેત્રોના બહોળા અનુભવોથી આ નવલકથા સર્જાઈ છે. એમાં ચર્ચાયેલા પ્રશ્નો આપણા સામાન્ય જીવનને સ્પર્શતા અને ઉન્નતિનો માર્ગ ચીંધતા આપણને સમજાશે. ગુજરાતનો વાંચકવર્ગ આ નવલકથાને રસથી વાંચશે અને સન્માનશે એવી આશા અસ્થાને નથી. અમારું આવતું પ્રકાશન "માતાનું ઋણ" ઉતરાર્ધ છે તે તુરતમાં જ આપને મળી જશે.

લિ. સેવકો
પુરૂષોત્તમ પારેખ
નટવરલાલ વોરા

નવચેતન સાહિત્ય મંદિર
૨૪૫૬ ભદ્ર : અમદાવાદ.

# લેખકનું નિવેદન

મારી પહેલી સામાજિક નવલકથા ગુજરાતને ચરણે ધરતાં મને અતિ હર્ષ થાય છે. સામાજિક નવલિકાઓ લખવાનો મહાવરો મને હતો જ; અને 'અવિનાશ'ના ઉપનામથી મારા બે નવલિકાસંગ્રહો 'છાયાદેવી' અને 'વેરાએલાં મોતી' પ્રગટ થયેલાં, જે સાહિત્યરસિકોમાં ઠીક પ્રશંસા પામેલાં; તેમ જ તે જ ઉપનામથી પ્રગટ થયેલી મારી રાજપ્રકરણી નવલકથા 'એમાં શું!' પણ તેવી જ પ્રશંસાપાત્ર નીવડેલી. એટલે હવે, હું મારા ખુલ્લા નામથી આ સામાજિક નવલકથા હિંમતપૂર્વક જનતા સમક્ષ મૂકી શકું છું.

જેમ 'છાયાદેવી' રાજકોટના સત્યાગ્રહની લડત વખતે જેલમાં લખવાનો સુઅવસર પ્રાપ્ત થયેલો, તેમ આ નવલકથા પણ ૧૯૪૨ની સામુદાયિક લડત વખતે મને મળેલી નજરકેદ દરમ્યાન જેલના શાન્ત અને એકાન્ત વાતાવરણમાં લખી શકાઈ છે. બહારની નાનાવિધ પ્રવૃત્તિઓમાં રોકાયેલો હોઉં છું, ત્યારે ગમે તેટલી લખવાની તીવ્ર આકાંક્ષા છતાં, એક પાનું પણ લખી શકાતું નથી; તેથી આખી નવલકથાઓ લખવાની નિવૃત્તિ અને તક આપવા માટે હું સરકારનો ઉપકાર માનું, તો શું ખોટું?

આ નવલકથા પંકજ, સરોજ અને કીર્તિ એ ત્રણ મધ્યમ વર્ગના શિક્ષિત નવજુવાન પાત્રોની આસપાસ રચાયેલી સામાજિક કથા છે. પંકજ અને સરોજ એ નિરાધાર અને ગરીબ ભાઈ-બહેન જીવનના ઝંઝાવાતમાંથી પોતાનો માર્ગ કાઢીને પોતાના નિશ્ચિત ધ્યેય તરફ આગળ ધપે છે, અને માતાએ આપેલી પ્રેરણાના અને રોપેલા સંસ્કારના બળે પ્રગતિને માર્ગે આગેકૂચ કરે છે, તથા કીર્તિ વિદ્યાર્થી અવસ્થાના તરંગોને ત્યજી દઈને જીવનના વાસ્તવિક માર્ગ પર પ્રસ્થાન કરે છે, એ ઘટના આજના વિદ્યાર્થીઓ અને નવજુવાનોને કંઈ પણ પ્રેરણા આપી 'માતાનું ઋણ' ભરપાઈ કરવાના માર્ગે પ્રયાણ કરવાની ભાવના ઊભી કરવામાં ઉપયોગી નીવડશે, તો મારો શ્રમ સફળ થયો ગણાશે.

આ ઉપરાંત પન્નાલાલ અને સુરભી, વિનાયક અને ચિત્તરંજન, નરેન્દ્રપ્રસાદ અને મંજરી—એક બે પ્રકરણમાં માત્ર ડોકિયાં કરીને વાંચક માટે કંઈ ને કંઈ માર્ગદર્શન કરતાં જાય છે, અને જીવનનું એકાદ તત્ત્વ ખીલવીને મંદમંદ સુવાસ પ્રસારે છે.

આ મારી પ્રાથમિક કૃતિ કદાચ સાહિત્યના Touchstone (કસોટીના પથ્થર) પર સોળવલ્લી નહિ ઊતરે, તોપણ, નક્કર વાસ્તવિકતાની દૃષ્ટિએ એનું મૂલ્ય ઓછું નહિ અંકાય, એવી ખાતરી હોવાથી, એને જનતા સમક્ષ ધરું છું. આશા છે કે, ગૂજરાતની સાંસ્કારિક જનતા એને અપનાવશે.

પ્રસંગવશાત્ જરૂરી સૂચનાઓ કરવા માટે, મારા જેલના સાથીઓનો હું ઋણી છું.

રાજકોટ. જદુભાઈ મહેતા

## સને ૧૯૩૪માં શરૂ થયેલી
## ગુજરાતમાં બહોળો ફેલાવો પામેલી

| ગૃહલક્ષ્મી ગ્રંથમાળા | નૂતન ગ્રંથમાળા |
|---|---|
| વા. લ. દેશમાં રૂા. ૬-૦ | વા. લ. દેશમાં રૂા. ૮-૦ |
| આફ્રિકા રૂા. ૯-૦ | આફ્રિકા રૂા. ૧૨-૦ |

જેણે નૂતન યુગના યુવક યુવતીઓમાં નવચેતન પ્રગટાવ્યું છે.

જેણે રાષ્ટ્રીય પ્રશ્નોની નિર્ભયપણે છણાવટ કરી છે.

જેણે આવતી કાલની સમાજ રચના અને સંસ્કારનું નિરૂપણ કર્યું છે,

જેણે સંયમ અને શ્રેષ્ઠ માનવતાની ઉચ્ચ ભૂમિકાનું દર્શન કરાવ્યું છે.

**નિયમિતતા અને સુવાચ્ય વાચન એનો મુદ્રાલેખ છે.**



આપ આ ગ્રંથમાળાના ગ્રાહક છો ? ન હો તો તુરત એક પોસ્ટ કાર્ડ લખી ગ્રાહક થઈ શકાય છે. આફ્રિકા વી. પી. થઈ શકતું નથી. જેથી પોસ્ટલ ઓર્ડર મોકલાવી ગ્રાહક નોંધાવી શકાય છે.

## પ્રકરણ પહેલું..............................રુગ્ણ માતા

હોલ્કરનું પાટનગર ઇન્દોર: એનો જાણીતો લત્તો 'જૂના તોપખાના': એનો વિશાળ રાજમાર્ગ 'જેલ રોડ': એના પર બે માળના મકાનમાં બીજે માળે એક કરુણ ચિત્ર ખડું થયું છે. ઓરડો નાનો, સાદાં રાચરચીલાંવાળો અને સુઘડ છે. જમીન ઉપર એક શુભ્ર શય્યા પાથરેલી છે. આ શય્યા પર એક બીમાર તરુણી સૂતેલી છે. એનું નામ સુરભી છે.

સુરભી ઘણા વખતથી બીમાર છે. એનાં પ્રત્યેક અંગો બીમારીથી કૃશ બની ગયાં છે. ગૌર વદન ખરી પડેલાં ગુલાબની પાંદડી જેવું કરમાઈ ગયું છે, છતાં એનું તેજ હણાયું નથી. આંખો ઊંડી ઊતરી ગઈ છે, છતાં એમાં દીનતાએ વાસ કર્યો નથી. એની કાયા રોગથી ઘેરાઈ ગઈ છે, છતાં એના મનની પ્રફુલ્લતા અબાધિત રહી છે. રોગની પીડા એ શાન્તિપૂર્વક સહી રહી છે.

પાસે એક આસન પર એની બાર–તેર વર્ષની પુત્રી સરોજ ગૂંથવાનો રૂમાલ ખોળામાં લઈને બેઠી છે. પણ રૂમાલ ગૂંથવામાં

એનું ચિત્ત સ્થિર થતું નથી. એની નજર રુગ્ણ માતાની શાન્ત, ગંભીર મુખમુદ્રા તરફ મંડાઈ રહી છે.

એની સામે પંકજ–સરોજનો મોટો ભાઈ–બારીમાંથી આથમતા સૂર્ય પ્રતિ મીટ માંડતો, ભીંતને અઢેલીને ઊભો છે. એનું મુખ ઉદ્વેગ-પૂર્ણ છે. મધ્યાહ્ને પ્રચંડ તાપે તપી રહેલો સૂર્ય અપરાહ્ણે દીન બની ક્ષિતિજમાં ઊતરતો હતો. પંકજને આજનો સૂર્યાસ્ત ગમ્યો નહિ.

પથારી અને બારી વચ્ચે પડેલા 'સ્ટૂલ' ઉપર ગોપાલ બેઠો છે. ગોપાલ પ્રૌઢ વયે પહોંચેલો પુરુષ છે. એ સુરભીની બહેન ગુલાબનો પતિ છે. એનો દેહ સ્થિર છે, પણ આંખોમાં ચાંચલ્ય વ્યાપ્યું છે. એની ઝીણી આંખો ઘડીમાં સુરભી તરફ, ઘડીમાં સરોજ તરફ, તો ઘડીમાં ઓરડાને ખૂણે ખૂણે ફરી વળવા દોડે છે: જાણે તે માંજારની પેઠે આ કંગાળ ઘરના કોઈ દરમાં ઊજળો શિકાર દેખી રહી હોય !

સુરભી ઘણા દિવસથી પથારીવશ છે. તાવ એને છોડતો નથી: વધતો જાય છે. દેહ દુર્બળ અને નિર્બળ થતો જાય છે. ઉધરસ ખાવા સિવાય તે બેઠી થતી નથી–થઈ શકતી નથી. તપી રહેલા અંગમાં તીવ્ર વેદના ઊઠે છે; પણ વેદનાનો સ્વર એ મુખ વાટે બહાર નીકળવા દેતી નથી. કુમળાં બાળકોની ધીરજ ન ખૂટે, માટે પ્રેમાળ માતા દેહપીડાને હસતે મુખે પી જવા મથે છે.

સુરભી વિધવા છે. પંકજ અને સરોજ એ બે એનાં કલાગરાં સંતાનો છે. સરોજ નાની છે; પંકજ એનાથી ચાર વર્ષે મોટો છે. સરોજના હોઠ ધ્રૂજે છે : માતાની સ્વસ્થતા માટે એ પ્રભુને પ્રાર્થી રહી છે. પંકજના હોઠ ફફડે છે : એની આંખોમાં નિરાશા છે : મહાન સૂર્ય પણ કુદરતના નિયમને આધીન બને છે, તો એની માતાને

વધુ જીવાડવાની કુદરતની ઇચ્છા નહિ હોય, તો એને કોણ રોકી શકે ?

પવન વાય છે, અને ગોપાળના હોઠ ઊઘડે છે. તેમાંથી માયા ભર્યો લાગતો સ્વર સંભળાય છે :

' પંકજ ! તું કોટ-ટોપી પહેર અને દાક્તરને બોલાવી લાવ. આજે તાવ વધારે છે, ઉધરસ પણ વધુ છે. એટલે બરાબર તપાસી જુએ.'

પંકજે બહારથી દૃષ્ટિ ખેસવીને અંદર ગોપાલ સામે જોયું, પણ ઉત્તર ન આપ્યો.

ફરી ગોપાલે કહ્યું : ' અને...બેટા સરોજ ! તું પણ ઊઠ, અને તારી બા માટે દૂધ ગરમ મૂક, પેટમાં કંઈ નાખ્યા વિના શરીર ઓછું ટકવાનું છે ?'

સરોજે રૂમાલ સંકેલ્યો, પણ જવાબ ન આપ્યો અને માતાના મુખ સામે જોયા કર્યું.

પડખું ફરવાની કોશિશ કરી, સુરભીએ ધીમે સ્વરે કહ્યું : ' ગોપાલદાસ ! દાક્તરની કંઈ જરૂર નથી. તાવ તો વધઘટ થયા જ કરશે. એ બિચારો એનાથી બનતું કરી છૂટે છે. અને દૂધ...અત્યારે તો નથી પીવું. મોઢે મોળ આવે છે. રાત્રે જરા ચા પી લઈશ.'

' સુરભી ! હું ઠીક કહું છું. દાક્તરને આવી જવા દે. તાવ અત્યારે બપોર કરતાં ઘણો વધારે છે. એમને ખબર આપવા જોઈએ.' ગોપાળે આજ્ઞાધારક સ્વરે કહ્યું : ' છોકરાંઓ ! ઊઠો જોઈએ ! એ ભલે ના કહેતી. શરીર શું નીચોવી નાખવું છે ? ખરચની ચિંતા કરવી નહિ. દેહથી શું વધારે છે ! જાઓ ! જોઈ શું રહ્યાં છો ? મેં કહ્યું એમ કરો. જલદી !'

સુરભી કંઈ બોલી નહિ. એના મૌનને સંમતિસૂચક માનીને બન્ને બાળકો ચાલ્યાં. કોટ પહેરી પંકજ દાદર ઊતર્યો. સરોજ રસોડામાં ગઈ.

સ્ટૂલ ઉપરથી ઊતરીને ગોપાળ નીચે બેઠો, અને સુરભીને કપાળે હાથ મૂકી, ચારે બાજુ દીર્ઘદૃષ્ટિ ફેંકી ધીમે સ્વરે બોલ્યો : 'સુરભી! દેહનો કંઈ ભરોંસો નહિ. હું વિશ્વંભર પ્રભુ પાસે આથું છું કે, તું સાજી નરવી ઊઠ, અને સો વરસની થા. આ બાળકોનાં પુણ્યે તારો તાવ જવાનો જ છે. પણ...ચેતતો નર સદા સુખી. દરેક કામમાં અગમચેતી સારી, કે પાછળથી કોઈ મૂર્ખ ન ગણે. તું જ કહે ને, તારાં આ કુમળાં બાળકોનું તારા વિના છે કોણ? માટે એને સારી શિખામણ દઈ મૂકજે. વળી તારા પૈસાની પણ તારે વ્યવસ્થા કરી નાખવી જોઈએ. તારે જે કંઈ લેણ-દેણ હોય, ને ઘરમાં દર-દાગીનો રોકડ જે કંઈ હોય, તે મને બતાવી દે. આ બાળકોની સંભાળ લે એવું બીજું છે પણ કોણ? પન્નાલાલે સેંકડો મિત્રોને પોષ્યા, ને રંગરાગ કરાવ્યા, પણ એના મરણ પછી કોઈ જોવાયે ન આવ્યું કે, તારી શી દશા છે? સૌ સ્વાર્થ હોય ત્યાં સુધી માખીની પેઠે મધની આસપાસ ગુંજે, અને મધપૂડામાંથી મધ ખલાસ થાય, એટલે સૌ સૌને રસ્તે! એ તો પન્નાલાલ સારી રકમ મૂકી ગયા, એટલે આ નાવ આજ સુધી ચાલ્યું, અને તુંયે જબરી, કે એકલે હાથે છોકરાં મોટાં કર્યાં. એટલે તો આજ સુધી હુંયે ફિકર કરતો નહોતો; પણ આજે તો આ છોકરાંને મારે સંભાળવાં જોઈએ જ ના? બીજું છે પણ કોણ?'

પાણીમાં જાળ નાખ્યા પછી માછી રાહ જોઈ રહે, તેમ ગોપાલ પોતાના શબ્દોની શી અસર થાય છે, તે આતુરતાપૂર્વક જોઈ રહ્યો. સ્વાર્થી મનુષ્યનું મન સ્વાર્થમાં જ રમણ કરતું હોય છે. તે

સ્થળ-કાળ કે પ્રસંગનું ઔચિત્ય જોવા થોભતો નથી. પન્નાલાલની પૂંજી પર ગોપાલની નજર બેઠી હતી અને તેથી સુરભીના જીવનની ઘડીઓ ગણાઈ રહી હતી, તે સમયે, આ અગત્યની હકીકત જાણી લેવા એનું મન તલપાપડ થઈ રહ્યું.

લાંબી બીમારીની અશક્તિને કારણે, અથવા વિચાર કરવાને ખાતર—ગમે તેમ પણ, સુરભી તત્કાળ જવાબ આપી શકી નહિ. થોડી વારે બધું બળ એકત્ર કરીને તેણે કહ્યું : ' ગોપાલદાસ ! તમારા જેવા સગા છે, એને શી ચિંતા ? બાળકોને હું કહીશ કે, તમારી સલાહ અનુસાર વર્તે. અને એમ પણ હું ક્યાં આ નજીવા તાવમાં ચાલી જવાની છું ! ' સુરભીના આ શબ્દોમાં ગોપાળના મુખ્ય પ્રશ્નનો ઉત્તર નહોતો.

સુરભી પ્રશ્ન ગળી ગઈ એમ લાગવાથી, અથવા પ્રશ્નને વધુ સરળ કરવાના હેતુથી ગોપાલે ફરીથી કહ્યું : ' આવડી ઉંમરે તું બાળક જેવી રહી, બહેન ! ' ગોપાળ એને સામાન્ય રીતે ' સુરભી ' કહીને જ બોલવતો; પણ કોઈવાર એને માટે એના અંતરમાં ઊભરાઈ જતો સ્નેહ પ્રદર્શિત કરવા એ એને ' બહેન ' પણ કહેતો. પરંતુ સુરભીને એના મુખમાંથી ' બહેન ' શબ્દ નીકળે, ત્યારે એમાંથી સ્વાર્થની જ ગંધ આવતી, અને તે ગોપાલનું હૈયું ઉકેલવા ઊંડા વિચારમાં પડી જતી.

ગોપાલે વધુ નજીક આવીને કહ્યું : ' આ તો અગમચેતીની વાત છે. પંકજ અને સરોજ બન્ને હજુ છે તો કાચી બુદ્ધિનાં ને ? કોઈ સ્વાર્થનાં પૂતળાં એની પડખે ચડી જાય, તો લૂંટાઈ જતાં શી વાર ! માટે તો, એનાં હિતને ખાતર પૂછું છું કે, તારી પાસે શું શું છે, અને ક્યાં ક્યાં છે ? '

થોડીવાર અટકી તે ફરી બોલ્યો : ' પણ તને મારો વિશ્વાસ ન આવતો હોય, તો......' બાકીના શબ્દો તે ગળી ગયો.

'વિશ્વાસ?' સુરભીનો ધીમો સૂર સંભળાયો. 'હું આજ તમારા પર નહિ, તો કોના પર વિશ્વાસ રાખીશ? પણ ખરું કહું? તમે માનશો? આ ઘરમાં હવે કંઈ દર–દાગીનો કે માલ–મિલકત નથી રહ્યાં. એમને મારા ગયા પછી લૂંટાઈ જવા જેવું કશું રહેશે નહિ! માત્ર એમના સદ્‌ગુણો ન લૂંટાય, એટલું ઈશ્વર પાસે માગું છું.' કહી એણે હાથ જોડયા, અને સામી દીવાલે ટાંગેલી વિષ્ણુની છબી સામે તે જોઈ રહી.

સુરભીનો આ ઉત્તર ગોપાલને વજ્ર જેવો કઠોર લાગ્યો. સુરભીની વાત પર એને શ્રદ્ધા ન બેઠી. 'અન્ત સમયે પણ એની અવળાઈ એ છોડતી નથી, તો મરીને નરકે જ જશે' એવો શાપ પણ એ દઈ ચૂક્યો. એણે જાણી લીધું કે, સુરભી એના પર વિશ્વાસ મૂકવા માગતી નથી. અને તે જાણતો હતો કે, સુરભીનો નિર્ણય ફેરવવો, એ હિમાલય ઓળંગવા જેટલું દુષ્કર હતું.

ગોપાલને આ વાતથી સખ્ત અપમાન લાગ્યું. અપમાનનો આ કંઈ પહેલો પ્રસંગ નહોતો. જ્યારે જ્યારે એણે સુરભીને કંઈ પણ શિખામણ આપવાનો પ્રયાસ કર્યો હતો, ત્યારે ત્યારે એણે એની અવગણના જ કરી હતી, અને લગભગ બધી દરખાસ્તો વખતે તે માનભંગ થયો હતો.

ઘણા વખતથી સુરભીને ગોપાલ માટે તિરસ્કાર ઉત્પન્ન થયો હતો; ખાસ કરીને જ્યારથી ગોપાલે પોતાની પત્ની ગુલાબને ત્રાસ આપવા માંડયો હતો, ત્યારથી. ગુલાબ સુરભીની મોટી બહેન હતી. એમનું પિયેરમાં કોઈ ખાસ સગું હતું નહિ; અને વતનથી દૂર આવી પડવાથી બન્ને બહેનોમાં પરસ્પર અતિ પ્રેમ હતો. ગુલાબ ગોપાલના ત્રાસથી જ મૃત્યુના મોંમાં હડસેલાઈ પડી હતી; અને ત્યારથી ગોપાલનું મોઢું જોવાનું પણ સુરભીને ગમતું નહિ. પણ ગોપાલ જાડી

ચામડીનો માણસ હતો, અને એવાં અપમાનોને ગણીને ગાંઠે બાંધતો નહિ. આ પ્રકારના તિરસ્કાર છતાં પણ, એ સુરભીને ત્યાં વારંવાર આવતો જતો. પરંતુ તેના દરેક આગમનમાં થોડેઝાઝે અંશે સ્વાર્થ ભળેલો હોય જ; અને તેથી સુરભી તેની વાતોને ઇરાદાપૂર્વક ઉડાડી નાખતી.

પરંતુ આજે સુરભીએ તેને જે કહ્યું હતું, તેમાં નરી સરલતા અને સચ્ચાઈ હતી. ગોપાલને માનવામાં ન આવે, એવી એ વાત હતી; પણ ખરેખર એની પાસે કંઈજ માયા-મૂડી હતી નહિ.

પન્નાલાલની સરકારી નોકરી, એની રહેણીકરણી, અને ખર્ચાળ જીવન, એ જોતાં ગોપાળને ખાતરી હતી કે, આજે પણ સુરભી પાસે બે-પાંચ હજારનો જીવ હોવો જોઈએ. એટલે સુરભીના કહેવા ઉપર એને શ્રદ્ધા ન બેઠી. આ પ્રસંગે રકઝકમાં ઊતરી શકાય એમ નહોતું. એટલે હવે વધુ વાત ન લંબાવતાં 'સારું ત્યારે' કહી એ ઊઠયો, અને ચાલતો થયો. સુરભીએ વિદાયસૂચક નમસ્કાર કર્યા, એ તરફ પણ એણે લક્ષ આપ્યું નહિ. સુરભીએ હળવેથી આંખનાં પોપચાં બંધ કર્યાં.

થોડી વારે સરોજ ચા લઈને આવી. ગોપાળ ક્યારે જતો રહ્યો, એની તેને ખબર ન રહી. સુરભીની આંખો બંધ હતી. પથારી પાસે ચા મૂકી તે સ્ટૂલ ઉપર બેઠી; વિચારવા લાગી: 'દાક્તર આવ્યા પહેલાં માસા ચાલ્યા ગયા કે શું? અને મા પણ એટલી વારમાં ઊંઘી ગઈ, કે શું થયું? એનું બાળહૃદય વધુ જોસથી ધબકવા લાગ્યું. મરી તો નહિ ગઈ હોય!' એના હૃદયમાં કુશંકા પેઠી. 'अतिस्नेहः पापशङ्की' અતિસ્નેહ બૂરી શંકાને જન્માવે છે. જરા વાવાઝોડું થાય, અને પરદેશ જતા પતિની 'સ્ટીમર ડૂબી તો નહિ ગઈ હોય ને!' એવી શંકા પત્નીને જ આવે છે.

ધીમે પગલે અને વધુ ધડકતે હૃદયે એ માની શય્યા તરફ ચાલી. એક પળમાં તો કુશંકાએ તેને ઘેરી લીધી. તેના પગમાંથી બળ ઓસરવા લાગ્યું. માર્ગમાં ચમચો પડ્યો હતો, તેની સાથે તેનો પગ અથડાયો. ધીમા ખખડાટે નીરવ શાન્તિમાં ખલેલ પાડી. માતાએ આંખ ઉઘાડી સરોજે જોયું, અને એનો જીવ ઠેકાણે આવ્યો. એણે કહ્યું: 'બા !'

સુરભીએ ડોળા ફેરવી એની સામે જોયું. સરોજે કહ્યું : 'બા ! ચા લાવી છું.' અને પ્યાલાને ઉપાડતાં પૂછ્યું : 'મામા ગયા ?'

સુરભીએ સંમતિસૂચક ડોકું સહેજ હલાવી 'હા' કહી, અને એક ઊંડો શ્વાસ લઈ જોરથી નિઃશ્વાસ મૂક્યો.

પછી તેણે ચાર ચમચા ચા પીધી, વધુ તે પી શકી નહિ. એટલામાં પંકજ દાક્તરને લઈને આવ્યો,

દાકતરે સુરભીની તબિયત તપાસી. 'થરમૉમિટર' મૂકી તાવ જોયો. નાડી તપાસી અને સ્ટૂલ પર બેસી કાગળમાં નોંધ કરી. પછી પંકજને કહ્યું : 'દવા લેવા મારી સાથે જ ચાલે છે ને ?'

દાકતર ઊભા થયા. પંકજ તેની સાથે જવા તૈયાર થયો, અને માતા સામે જોયું. સુરભીએ તેને કંઈ ન કહેતાં દાકતરને કહ્યું : 'સાહેબ ! જરા બેસો.' દાકતર ફરી સ્ટૂલ પર બેઠા.

થોડો શ્વાસ લઈ સુરભીએ પૂછ્યું : 'આપને એમ લાગે છે કે, આ તાવ ઊતરે ?'

'કેમ નહિ ? આજે તાવ વધારે છે; પણ દવા મોકલું છું. પીશો એટલે નરમ પડશે.' દાકતરે કહ્યું.

સુરભીએ હાથનો ઈશારો કરી દાકતરને નજીક બોલાવ્યા. દાકતરે સ્ટૂલ પથારી પાસે લીધું. સુરભીએ કહ્યું : 'આમાંથી ઊગરવાની મને

આશા નથી. આપ કહો–ન કહો, પણ દરદ વધતું જાય છે. તમે તમારાથી બનતું કરો છો, પણ મને આશા નથી કે, આ માંદગીમાંથી હું બેઠી થાઉં.'

'બહેન! તમે આટલાં નિરાશ કેમ થાઓ છો? તમારી ઇચ્છા હોય, તો મોટા દાક્તરને બતાવી જોઈએ.'

'દાક્તર સાહેબ! જો મોત આવવાનું જ હશે, તો કોઈ મને બચાવી શકશે નહિ. મોતની મને બીક પણ નથી. તમે ખરું કહેશો તો હું ગભરાવાની નથી. મને ભ્રમમાં ન રાખશો.' સુરભીએ કહ્યું.

થોડીવાર વિસામો લઈ એણે ચાલુ રાખ્યું: 'સાહેબ! નવ વરસ પહેલાં જ હું મરી ચૂકી છું. આ બાળકો માટે આટલું જીવી શકી છું, એ જ મારું સદ્ભાગ્ય છે. કૃપા કરીને એમને સલાહ–સૂચના આપવાની તક ઝૂંટવી ન લેતા! કઠોર સત્ય મને અપ્રિય નહિ લાગે, દાક્તર સાહેબ!'

આટલું એક શ્વાસે બોલી જતાં સુરભીને ખૂબ શ્રમ પડ્યો. થોડી ગભરામણ પણ થઈ. પંકજે બે ચમચી પાણી પાયું, ત્યારે તે કંઈક સ્વસ્થ થઈ. મીંચેલી આંખો તેણે ફરી ઉઘાડી, અને દાક્તર સામે જોયું.

સુરભીની હિંમત જોઈ દાક્તરના હોઠ ઊઘડ્યા.

'હા, બહેન! દરદ ગંભીર થતું જાય છે, એ ખરું છે. ગોપાલદાસને મેં સવારે જ કહ્યું હતું. પંકજને આજે કહેવાનો હતો. તમને હું નહોતો કહી શકયો. પણ આ તમારી હિંમત જોઈને કહું છું કે, તમારું જીવન હવે ઈશ્વરના હાથમાં છે. પણ ધીરજ છોડશો નહિ. એની મરજી હશે, અને જશ મને મળવાનો હશે, તો તમને જરૂર સારું થઈ જાય. હું પંકજ સાથે એક ખાસ દવા મોકલી આપું છું:'

પોતાના શબ્દોની શી અસર થાય છે, તે જાણવા ઇચ્છતા દાક્તર સુરભીના મુખ સામે જોઈ રહ્યા. થોડી વારે સુરભીએ કહ્યું: 'વારુ...દાક્તર સાહેબ! હું હિંમત રાખીશ...હું જાણું છું...અધીરા થવાથી કંઈ મોત નાસી જવાનું નથી......અત્યારે દવાની જરૂર નથી સવારે પંકજને મોકલીશ.' કહી સુરભીએ નમસ્કાર કરવા હાથ જોડયા. હિંમત રાખવાની સલાહ આપી, દાક્તર ઘેર ગયા.

દાક્તરની હાજરીમાં પંકજ અને સરોજ જે દઢતા રાખી રહ્યાં હતાં, તે દાક્તર જતાં જ પીગળી ગઈ. હૈયું હાથમાં ન રહેતાં બન્ને ધ્રૂસકે ધ્રૂસકે રડવા લાગ્યાં. એમને આશ્વાસન દેનાર બીમાર માતા સિવાય બીજું કોઈ ત્યાં નહોતું. આંખમાંથી આંસુનો ધોધ વહ્યે જતો હતો, ગળામાંથી રુદનનો સૂર નીકળ્યે જતો હતો. ઘૂંટણ પર હાથ વચ્ચે માથું મૂકી, સરોજ રડી રહી હતી; પંકજ દાદર પાસે ઊભો રહી હીબકાં ભરી રહ્યો હતો.

બાળકોના કરુણાજનક આક્રંદે માતાના હૃદયને પણ ભાંગી નાખ્યું. એના મૃત્યુ પછી નિરાધાર થનારાં બાળકોનું સ્મરણ, એની આંખમાંથી પણ આંસુને વહાવી રહ્યું. પોતાના મૃત્યુની પળ પોતાની આંખ સામે ખડી થયેલી એણે જોઈ. સ્વપ્નાવસ્થા સિવાય પોતાનું મૃત્યુ માણસ જોઈ શકતો નથી. સુરભીએ જાગ્રતાવસ્થામાં જ પોતાનું મૃત્યુ જોયું. મૃત્યુ પછીની બાળકોની નિરાધાર અવસ્થા એની આંખ સામે દેખાવા લાગી. એનું અંતર વલોવાઈ રહ્યું. કોઈ કોઈને રોકનાર નહોતું.

કેટલીક પળો આ રીતે પસાર થઈ ગઈ. સૌથી પહેલાં સુરભી સ્વસ્થ બની. સાડીના છેડા વતી આંસુને લૂછી નાખી એણે કહ્યું: 'સરોજ! પંકજ!' બાળકોએ ઘડીભર રુદન થંભાવી, ડુસકાં ભરતાં ભરતાં માતા સામે જોયું. પંકજ પાસે આવ્યો. બન્નેને પોતાની પાસે

બેસવાની હાથ વતી આજ્ઞા કરી. બન્ને બાળકો માતાની પથારીને અડીને બેસી ગયાં.

સુરભીએ ક્ષીણ સ્વરે કહ્યું: 'બસ, આમ હિંમત ગુમાવી બેસશો કે? મારાં બહાદુર બચ્ચાં આવાં ઢીલાં કેમ હોય!'

આંસુ લૂછતાં સરોજે કહ્યું: 'બા! હવે અમે કોને આધારે?'

પોતાનો દુર્બળ હાથ પુત્રીના માથા પર મૂકી, માતાએ વધુ ક્ષીણ સ્વરે કહ્યું: 'બેટા! તમારા સદ્વિચાર અને સદ્વર્તનને આધારે: તમારા સુશિક્ષણ અને સુસંસ્કારને આધારે...બીજાને આધારે જીવે તે નિર્બળ, પોતાના આધારે જીવે તે સબળ. આવી કાયરતા...તમને ...ન છાજે, બેટા!'

બસ. આટલાં જ વાકયોની બન્ને બાળકો પર વીજળીક અસર થઈ. આંસુ લૂછી, સ્વસ્થ થઈ, તેઓ માતા સામે જોઈ રહ્યાં. 'મર્દની પેઠ જીવજો, બેટા!' કહી સુરભીએ શ્રમિત હાથને સરોજના ખભા પર અને ત્યાંથી પથારી પર પડવા દીધો. બાળકોએ માથું નમાવી, માતાને નમન કરી આશીર્વાદ ઝીલ્યા.

બાળકોની હિંમત જોઈ, સુરભી વધુ સ્વસ્થ બની બોલી: 'હવે તમે જમી લો.'

'ભૂખ નથી લાગી, બા!'

'નહિ...જમી લો, જે ભાવે તે.'

માતાની આજ્ઞા પાળવા ટેવાયેલાં બાળકો અનિચ્છાએ પણ ઊભાં થયાં. જતાં જતાં પંકજે કહ્યું: 'હમણાં સરોજ જમી લે, ત્યાં સુધી હું અહીં બેસું.'

'ના, મારે જરૂર નથી. સાથે જ જમી લો.'

આજ્ઞાધારક બાળકો, વધુ ચર્ચા કર્યા વિના, નીચું જોઈ ચાલ્યાં ગયાં.

## પ્રકરણ બીજું........................વહી ગયા એ દિન !

**પન્નાલાલ** અને સુરભીનું ગૃહજીવન સુખી હતું. તેમની પાસે કોઈ ધનસંપત્તિ કે બાગબગીચા નહોતા. છતાં, ધનસંપત્તિ અને બાગબગીચાના માલિકો નથી મેળવી શકતા, એવો આનંદ તેઓ તેમના વિનોદી સ્વભાવ અને મિલનસાર પ્રકૃતિને લીધે મેળવી શકતાં. લોકો સામાન્ય રીતે એમ જ માનતા હોય છે કે, આ જગતમાં સુખ કે આનંદ, પૈસો, વૈભવ, નોકરચાકર, ગાડીઘોડા અને બાગબગીચાને લીધે જ મળી શકે છે. પરંતુ સુખ એ વસ્તુઓમાંથી પેદા થઈ શકતું નથી. સુખ મેળવવાની પણ એક કળા છે; અને એ કળા જાણનાર ગમે તે પરિસ્થિતિમાં સુખ અને આનંદ માણી શકે છે.

પન્નાલાલને ત્યાં મિત્રોની અવરજવર રહ્યા કરતી. વારંવાર ભોજન-સંમેલનો યોજાતાં, પ્રવાસ-પર્યટનો ગોઠવાતાં અને વિવિધ ઉત્સવો ઊજવાતા. પડોશનાં બાળકો આવીને પંકજ સાથે રમતાં, અને નાની સરોજને સૌ રમાડતાં. રોજ સાંજે 'તુકોગંજ' તરફ ફરવા જવાનો કે સિનેમા જોવાનો સામાન્ય કાર્યક્રમ રહેતો.

પન્નાલાલનાં મા-બાપ ગરીબ સ્થિતિનાં હતાં. કાઠિયાવાડમાં

કમાણીનું સાધન નહિ મળવાથી, તેઓ ઇન્દોર આવી વસ્યાં હતાં, અને મોદીખાનું ચલાવીને પોતાનું ગુજરાન કરતા થયાં હતાં. ધંધાને કારણે તેઓ કંઈ નાણું તો એકઠું કરી શકયાં નહોતાં; પણ ગુજરાતીઓ અને મારવાડીઓ સાથે ખૂબ પરિચયમાં આવ્યાં હતાં. અકિંચન પિતાએ અનેકની લાચારી કરી, લાગવગ મેળવી, પુત્રને કૉલેજની કેળવણી આપી હતી. બી. એ. થયા પછી તરત જ તેનું લગ્ન ગોપાળની લાગવગથી તેની સાળી સુરભી સાથે થઈ ગયું હતું. ત્યારબાદ થોડા વખતને અંતરે પિતાએ પુત્રને કેળવણી આપ્યાનો, અને માતાએ પુત્રને પરણાવ્યાનો સંતોષ મેળવી દેહ છોડયો હતો. એ પન્નાલાલ ઇંદોરમાં જ હોલ્કર સરકારની નોકરીમાં જોડાઈ ચૂક્યો હતો. પણ આવતા સુખના દિવસો જોવા તેનાં માબાપ થોભી શક્યાં નહિ.

નોકરી ઉપાધિવાળી નહોતી: અથવા પન્નાલાલનો સ્વભાવ ઉપાધિવાળો નહોતો. ગમે તેમ પણ એ ખૂબ જ હળવે હૈયે કચેરીનું કામકાજ કરતો, અને સાંજે કચેરીમાંથી કપડાં ખંખેરી બહાર નીકળતો.

કેટલીક સરકારી કચેરીઓમાં એવું ધોરણ જ બંધાઈ ગયું હોય છે કે, કારકુનો હંમેશની આદત પ્રમાણે કચેરીએ મોડા મોડા આવે; પછી આમ તેમ ફરતા ફરે, ગપ્પાં મારે, ચાપાણી પીએ, અને બે-પાંચ કાગળોમાં લીટા તાણે. અને પછી તુમારના થોકડા ઘેર લાવી, મધરાત સુધી દીવા બાળે. અમલદારોને એમ બતાવે કે, કચેરીમાં થોકડાબંધ કામ રહે છે.

રિયાસતી કચેરીઓમાં તો કારકુનો ગાદી પર એકાદ ઊંઘ પણ ખેંચી કાઢે; અથવા પોતાની અવેજીમાં પાઘડી-જોડા કચેરીમાં મૂકી, ટોપી-ચંપલ પહેરી બહાર ઘરકામે એક આંટો પણ મારી આવે!

પણ પન્નાલાલ એમાં અપવાદરૂપ હતો. કચેરીનું કામ તો એ કદી પણ ઘેર લાવતો નહિ; એટલું જ નહિ, પણ કચેરીનું કામ કચેરીમાં પતાવ્યા ઉપરાંત, પુસ્તકો કે વર્તમાનપત્રો વાંચવાનું અને મિત્રો સાથે ટેલિફોનથી વાતચીત કરી, તે સાંજનો કે, આવતી રજાના દિવસનો કાર્યક્રમ નક્કી કરવાનું, વગેરે કામકાજ પણ તે કચેરીના સમય દરમ્યાન પતાવી લેતો.

પન્નાલાલનો મિત્રવર્ગ વિશાળ હતો. એનું ઘર એ મિત્રોનું મિલનસ્થાન હતું. સુરભીનો સ્વભાવ પન્નાલાલ જેવો જ આનંદી અને મિલનસાર હતો. એમને ત્યાં આવનાર સૌ કોઈ સુરભી તરફથી પણ આદર સન્માન પામતાં. આ પ્રેમાળ દંપતીના સત્કારપાત્ર મહેમાન થવામાં દરેક મિત્ર ગર્વ લેતો.

પ્રથમ તો એવી યોજના કરવામાં આવી હતી કે, દરરોજ જુદા જુદા મિત્રોને ત્યાં વારાફરતી મળવું; જેથી વિવિધતા સચવાય, અને સૌને સરખો લાભ (?) મળે. પરંતુ એ અખતરો નિષ્ફળ નીવડયો. વિનાયક એકલો હતો, એટલે વીશીમાં જમી દહાડા કાઢતો. મથુરની મિથિલા, મહિનામાં પંદર દિવસ માંદી રહેતી, જ્યારે ધન્નાલાલની વનિતાને મિત્રોનાં ધાડાં ઉપર ચીડ હતી. રામલાલની રમાને બહુ વહેલાં સૂઈ જવાની ટેવ હતી, એટલે તેને મોડી રાત સુધી ચાલતી ધમાલ પોસાઈ નહિ. શ્યામપ્રસાદની ચપળાને પગથિયાં પર થતા બૂટ–ચંપલના ઢગલા સામે ચીડ હતી. મધુકરની માલની જરા વધુ પડતી શ્યામ હતી, એટલે મિત્રોને પોતાને ત્યાં નોતરી પોતાની પત્નીની કુરૂપતાનું પ્રદર્શન કરવાની મધુકરની ઇચ્છા નહોતી. ગમનાજીની ગોદાવરીબાઈ તેમની મારવાડી રીત પ્રમાણે છાતી સુધી ઘૂમટો ખેંચી, એક આંખે નિરીક્ષણ કરતી, એ ભારે હાસ્યાસ્પદ થઈ પડેલું. મહમદઅલીની મરિયમ સદા ઓઝલપડદામાં જ રહેતી. બાકી રહ્યો અનુપમ. એને ત્યાં બધી પ્રકારની સગવડ હતી. એની પત્ની ઇલા

શિક્ષિત અને સંસ્કારી હતી. પતિપત્ની બન્ને મિલનસાર અને આનંદી હતાં, પણ ઇલા રૂપવતી, ચંચળ અને વાતોડી હતી, તેથી વહેમી સ્વભાવનો અનુપમ એનો કોઈ જુવાન સાથે પરિચય થાય, એથી બહુ નારાજ હતો. બાકી રહ્યા એમને ઘેર, ચીડિયાં કે ચડેલ ચહેરાવાળા વડિલો હતા. આમ બધા મિત્રોનાં ઘર એક યા બીજી રીતે પ્રતિકૂળ હોવાથી, પન્નાલાલનું ઘર આ મિત્રવૃંદ માટે મિલનસ્થાન તરીકે નક્કી થયું હતું.

પન્નાલાલને કચેરીના બીજા કારકુનો સાથે ફાવતું નહિ. એમના સ્વભાવની કેટલીક વિચિત્રતાઓ પન્નાલાલને બિલકુલ ગમતી નહિ. આ વિચિત્રતા દેશી રિયાસતના નોકરોમાં બહુધા માલૂમ પડે છે. નાનામાં નાના કારકુનને અમલદાર તરીકે ઓળખાવાની બહુ ઇચ્છા હોય છે. જો કે, તેઓ મોટા અમલદારો અને શેઠ શાહુકારોની અમર્યાદ ખુશામત કરે છે, તો પણ નાના નોકરો અને આમવર્ગ ઉપર દાદાગીરી ચલાવે છે. મોટાંની કદમબોસી અને નાનાંઓ ઉપર નવાબી, એ તેમના સ્વભાવનો અંશ બની ગયો હોય છે. કચેરીમાં અરજે આવનાર દેહાતના કિસાન પર એક ખાંડી રોફ અને દમામ છાંટનાર આ મહાપુરુષો, અમલદારો અને જમીનદારોના ગુલામ બનતાં અચકાતા નથી.

પન્નાલાલને તેની કચેરીના કારકુનોની આ વિચિત્રતા બહુ ખૂંચતી, અને તે તેમને અંતરથી ધિક્કારતો પણ ખરો. પોતાના મિત્રો તરીકે એણે વેપારી વર્ગના જુવાનો અને શાળા–કોલેજના અધ્યાપકો જ પસંદ કર્યા હતા. ધીમે ધીમે એના મિત્રોની સંખ્યા વધતી ગઈ, અને એનું વિશાળ ઘર નાનું પડવા લાગ્યું, ત્યારે તેમને એક મકાન ભાડે રાખી, ત્યાં 'મિત્રમંડળ'ની સ્થાપના કરવી પડી. આ મંડળ નાનું અને ખાનગી હોઈને, નવીન વિચારના સભ્યો તેમના પરિવાર સહિત પણ ત્યાં આવતા, ત્યારે આ મંડળ એક કુટુંબ મેળા જેવું બની રહેતું.

અઠવાડિક રજાનો દિવસ તો ભરચક કાર્યક્રમથી ઊજવાતો. કોઈ વાર પ્રીતિભોજન ગોઠવાતું, તો કોઈવાર 'પિપલ્યા પાલા'ની સફર ગોઠવાતી. 'પિપલ્યા પાલા'નું સરોવર એ ઇન્દોરનું અતિ રમણીય સ્થળ ગણાય છે. એના વિશાળ કાંઠા ઉપર મનોરમ્ય અને સુવાસિત પુષ્પવાટિકા છે. એનો વિશાળ લતામંડપ 'પિક્નિક' માટેનું સર્વોત્તમ અને આહ્લાદક સ્થાન છે. 'પિપલ્યા પાલા'ના સ્વચ્છ જળભંડાર પર પૂર્ણિમાની કૌમુદીમાં નૌકાવિહાર, એ તો જીવનની અનેરી મોજ ગણાય છે. 'મિત્રમંડળ'ના સભ્યો કોઈ પણ પૂર્ણિમાએ આ તક ચૂકતા નહિ.

આવા દિવસોમાં કચેરીના પટાવાળાઓ બહુ કામ લાગતા. અમસ્તા પણ બે–ત્રણ પટાવાળાઓ પન્નાલાલને ત્યાં પડયાપાથર્યા રહેતા અને ઘરનું કામકાજ પણ કરતા. આવાં નાનાં માણસો પ્રત્યે પન્નાલાલ અને સુરભીનું વર્તન બહુ જ માયાળુ રહેતું, અને એમને ત્યાં તેમનું પૂરું સન્માન સચવાતું. સરોજને રમાડવાનું, પંકજને ફરવા લઈ જવાનું, સુરભીને ઘરકામમાં સહાય કરવાનું અને બજારની ખરીદીનું કામ તેઓ હોંસે હોંસે કરી નાખતા. આ ઘરમાં એમને માટે ભય કે સંકોચનું કશું કારણ નહોતું. હાસ્યવિનોદની ત્યાં છૂટ હતી. તેઓ સરોજને લઈ, હીંડોળા પર હીંચકતા અને દીવાનખાનું ખાલી હોય, ત્યારે પંકજની સાથે સોફા પર બેસી રમૂજ કરતા. સુરભી તરફથી તેમને અવારનવાર ભોજન, કપડાં, મીઠાઈ અને તેમનાં બાળકો માટે રમકડાંની ભેટો મળ્યા કરતી. મિજલસો વખતે વધેલી મીઠાઈથી એમનાં બૈરાં–છોકરાંનાં પણ ગળ્યાં મોઢાં થતાં. કોઈ વાર રજાને દિવસે સાહેબ તેમને બોલાવે, ત્યારે તેમની સ્ત્રીઓ કહી નાખતી કે, 'મોં બાળો ને તમારા સાહેબનું! ભારે મખ્ખીચૂસ છે. સાચો સાહેબ તો પન્નાલાલ છે તમારો, દુઃખિયાંનો બેલી!'

કચેરીના શિરસ્તેદાર અને બડા સાહેબ પટાવાળાઓ ઉપર બહુ

ચીડાતા; કારણ કે, એમને ત્યાં ફરજિયાત જવાનું છતાં પટાવાળાઓ ત્યાં જતા નહિ, અથવા અનિયમિત જતા, અને વેઠ ઉતારી આવતા. રજાને દિવસે સાહેબનાં 'મિસિઝ'[૧] કંઈ ને કંઈ મોટું કામ કાઢીને બેસતાં; પણ બેદરકાર પટાવાળાઓ તે જ દિવસે માંદા પડી જતા, કે બહારગામ ચાલ્યા જતા; અને સાહેબનાં 'મિસિઝ'ને બધું કામ—બબડતાં ફફડતાં—હાથે જ કરવું પડતું.

'પટાવાળાઓ લુચ્ચા થઈ ગયા છે' એવા આરોપો આ સાહેબો અને તેમનાં શ્રીમતીઓ વારંવાર મૂકતાં હોય છે. પણ પટાવાળાઓ લુચ્ચા ન થાય તો કરે પણ શું? સવારના સાહેબના ઘરનું કામ પતાવ્યા પછી અને સાંજના છ સુધી કચેરીનું કામ કર્યા પછી, તેઓ છુટીને દમ મૂકે, ત્યાં સાહેબના ઘરની સાંજની વેઠ હાજર જ હોય, એ કોને કડવી ન લાગે? સાહેબનાં શ્રીમતી તેમનાં બડાસાહેબ બની બેસે છે, ઠપકા આપે છે, હુકમો છોડે છે અને ગાળો પણ દે છે. એઠાં વાસણો અને ગંધાતી ગટરો તેમણે સાફ કરવાની હોય છે. અને પટાવાળાઓ જ્યારે સાહેબ પાસે પગાર વધારાની, કે બીજી સગવડો માગે છે, ત્યારે સાહેબ 'જોઈશું' કહીને વર્ષો વીતાડે છે. આ ગરીબ માણસોને પગાર વધારાની આવશ્યકતા હોય છે, તે આ સાહેબોને સમજાતું નથી; પણ પોતાના બસો કે ત્રણસોના પગારમાં પચીસનો વધારો મેળવવો તેમને એટલો આવશ્યક લાગે છે કે, તે માટે તેઓ આકાશપાતાળ એક કરતા જણાય છે!

કચેરીમાં પણ પન્નાલાલનું વર્ચસ્વ રહેતું. કંઈ પણ કામ હોય, ત્યારે લોકો એને જ મળતા; કારણ કે, તે કશી લાલચ વિના, ખૂબ નરમાશથી એમનું કામ કરી આપતો અને તેમને માર્ગદર્શક બનતો. બીજા કારકુનો તેની અદેખાઈ કરતા અને કહેતા: 'મૂરખો ખાતો નથી,

૧ મિસિઝ=શ્રીમતી=પત્ની

અને ખાવા દેતો પણ નથી !' પરંતુ અમલદારો એની કાર્યકુશળતાથી ખુશ રહેતા. પન્નાલાલ તેમની ભલી લાગણીનો અંગત લાભ ઉઠાવવાને બદલે હંમેશાં 'નાનાં માણસો 'ને લાભ અપાવતો.

'સાહેબ ! પટાવાળાઓને "રેઈનકોટ "[1] અને છત્રી તો આપવાં જ જોઈએ. દફતરો અને ટુમારના કાગળો ભીંજાય છે.' તે કહેતો; અને બીજે જ દિવસે 'રેઈનકોટ' અને છત્રી મંજૂર થઈ જતાં.

'જુઓ, પન્નાલાલ ! હવે મારે શું કરવું ?' સાહેબ કહેતા. 'આ ચાર કારકુનો એકી સાથે રજા માગે છે !'

પન્નાલાલ કહેતો: 'એમને જરૂર હોય, તો રજા આપો. હું કામ સંભાળી લઈશ.' અને ચારેની રજા મંજૂર થઈ જતી.

પન્નાલાલ આમ અનેક રીતે નાનાં મોટાંમાં પ્રિય થઈ પડ્યો હતો.

એવી જ સુરભીની સુવાસ તેના લત્તામાં ફેલાઈ હતી. કોઈને ત્યાં દુઃખદ પ્રસંગે આશ્વાસન દેવા એ હાજર જ હોય, તો કોઈની મુશ્કેલી ટાળવા એણે હાથ લંબાવ્યો જ હોય. બાળકોના કજિયા, પાડોશીઓના કલેશ અને સાસુવહુના ઝગડાને એની મીઠી જબાન દફનાવી દેતી. અનેક વહુવારુઓ એમનું અંતર સુરભી પાસે ખોલતી. સુરભીએ સૌના વિશ્વાસ સંપાદન કરી લીધો હતો.

વિનાયક પન્નાલાલનો ખાસ મિત્ર હતો. ગરીબ અને લાગવગ વિનાનો, પણ સદ્ગુણી અને ભાવનાશાળી હતો. પાંચ–છ અંગ્રેજી ભણ્યો હતો. 'પોલીસ ટ્રેનીંગ વર્ગ'માં કેળવણી લેવા તે નાસિક ગયેલો, પણ તબિયત બગડવાથી કેળવણી પડતી મૂકી ચાલ્યો આવેલો. પછી તો તે મરાઠી શાળામાં બાર રૂપિયાના પગારથી શિક્ષક તરીકે રહ્યો. પણ પન્નાલાલે પોતાની લાગવગનો ઉપયોગ કરી,

1 વરસાદમાં પહેરવાનો કોટ

એને ચાલીસ રૂપિયાના દરમાયાથી પોલીસ ખાતામાં રખાવી દીધો. આથી વિનાયક પન્નાલાલનો આભારવશ રહેતો.

વિનાયક કુટુંબમાં પોતે એકલો જ હતો. માતાપિતા નાનપણમાં ગુજરી ગયાં હતાં, અને કાકા એનું ભરણપોષણ કરીને થાક્યા હતા. કાકીનાં મેણાંટોણાં પણ એને સહન કરવાં પડતાં. પોલીસ ખાતામાં નોકરી મળી જવાથી, તે સ્વતંત્ર થયો અને કાકાથી જુદો રહેવા ગયો.

પણ એને સ્ત્રી નહોતી. તે આઠ વર્ષનો હતો, ત્યારે પરણેલો, અને બે વર્ષ પછી તેની સ્ત્રી ગુજરી ગઈ. આ બાલ્યાવસ્થામાં તેને વહુ હતી, એ સિવાય કંઈ સ્મરણમાં નહોતું. મિત્રમંડળમાં તે એક જ સ્ત્રીવિહોણો હોઈને, સૌ તેની મશ્કરી કરતાં, અને વિનાયક તે હસતે મુખે સહન કરી, સૌને રમૂજ આપતો.

'તમે સૌ એની મશ્કરી કરો છો, પણ હું પૂછું છું કે, તમારામાંથી કેટલા આપબળે પરણ્યા છો ? એનાં મા–બાપ નથી, તો તમારી ફરજ છે કે, તમારે એને પરણાવવો જોઈએ.' એક વાર મિત્ર-સમુદાયમાં સુરભીએ કહ્યું.

'એ કંઈ અમારું કામ થોડું જ છે ?' પન્નાલાલે કહ્યું. 'અમને શી ખબર કે, કોને ત્યાં ઉમર લાયક છોકરીઓ છે ! એ તો તમારું 'મહિલા જગત'નું કામ !'

'વિનાયક વહુ વિનાનો ફરે, એમાં તમારે સૌને શરમાવાનું છે. 'મહિલા જગત' તો એનું કામ કરશે.' સુરભીએ 'મહિલા જગત' શબ્દો પર ભાર મૂકીને કહ્યું.

આ વાત પછી બે–ત્રણ માસમાં જ સુરભીએ અથાગ શ્રમ ઉઠાવીને પણ, વિનાયક માટે કન્યા શોધી કાઢી. ત્યારથી વિનાયક આ કુટુંબનો વધુ આભારી બન્યો.

સુરભી પણ આ રીતે અનેક ઉપર ઉપકારો કરતી. બન્નેનું ગૃહજીવન આમ આનંદમાં પસાર થઈ રહ્યું હતું.

પણ...આનંદના એ દિન તુરતમાં વહી જવા સર્જાયા હતા.

એક દિવસ કચેરીમાંથી ઘેર આવતાં, પન્નાલાલની તબિયત એકાએક બગડી. કોટ ઉતારી, તે પલંગમાં પડયો. સુરભી રસોડામાંથી દોડી આવી. પન્નાલાલને ખૂબ પરસેવો વળ્યો હતો, અને એનું અંગ શીતળ થઈ ગયું હતું, નાડીના ધબકારા વધી રહ્યા હતા. પન્નાલાલને અકળ મૂંઝવણ થવા લાગી. સુરભી ગભરાઈ ગઈ. શું કરવું—શું ન કરવું—એને સૂઝયું નહિ.

પટાવાળાઓ હજુ કચેરીએથી આવ્યા નહોતા. પણ વિનાયક અચાનક આવી ચડતાં, તેને દાક્તરને ત્યાં દોડાવ્યો. ચિંતામગ્ન સુરભી પલંગ પાસે ઊભી રહી, પતિના કપાળ પર હાથ મૂકી બોલી : 'શું થાય છે, તમને ?'

'હૃદય...મૂંઝારો...પાણી......' એટલા તૂટક શબ્દો પન્નાલાલ માંડ બોલી શકયો. સુરભી પાણી લેવા દોડી. પારણામાં સરોજ રડી રહી હતી. નિશાળેથી આવતો પંકજ પગથિયાં ચડી રહ્યો હતો.

પલંગ પર બેસી, સુરભીએ પન્નાલાલને પાણી પાયું. તેણે થોડું પીધું અને કહ્યું: 'સુરભી !' વધુ તે બોલી શકયો નહિ. એણે પોતાનો હાથ સુરભીના પગ ઉપર મૂકયો. સુરભી પતિના હાથ પર પોતાનો એક હાથ મૂકી, બીજે હાથે પંખો વીંઝતી, એના મુખ સામે જોઈ રહી, બોલી : 'તમને શું છે ?'

પન્નાલાલ જવાબ આપી શકયો નહિ. મહાપ્રયત્ને આંખનાં પોપચાં ઊંચકી તેણે સુરભી સામે જોયું.

એ છેલ્લી દૃષ્ટિમાં સુરભીએ પતિની વેદના વાંચી. તે કંઈ બોલી નહિ. માત્ર તેની સામે જોયાં જ કર્યું. પળ, બે પળ, પાંચ પળ,

અને હૃદય ધબકતું બંધ પડી ગયું. પન્નાલાલનો આત્મા દેહ છોડી ગયો.

સુરભી ઉપર જાણે આભ તૂટી પડ્યું. પુષ્પ પર અંગાર વરસે, એમ સુરભીનું હૈયું બળી રહ્યું. પડોશીઓનું આશ્વાસન એનું રુદન અટકાવવામાં નિષ્ફળ નીવડ્યું. બાળકો પણ માતાનું છાતીફાટ આક્રંદ જોઈ, તેને વળગીને ચીસો પાડી રહ્યાં.

દાક્તરને લઈ વિનાયક આવ્યો. અફસોસના બે શબ્દો બોલી દાક્તર ચાલ્યો ગયો. વિનાયક મોટેથી રડી પડ્યો. પન્નાલાલ એનો પ્રાણ હતો, નિરાધારનો આધાર હતો. એના પ્રતાપે જ એને સારી નોકરી મળી હતી, અને એનું ઘર બંધાયું હતું. એનો આધાર આજ ચાલ્યો ગયો.

પણ એણે સ્વસ્થ થયે જ છૂટકો હતો. માતા પાસેથી રડતાં બાળકોને ખસેડવાને એણે કોશિશ કરી; પણ આ સઘળાં રુદનનું કારણ ન સમજી શકનાર બાળકો વધુ ઉચ્ચ સ્વરે રડવા લાગ્યાં. એમનું રુદન અટકાવવા સુરભી સિવાય કોઈ સમર્થ નહોતું. એટલે છેવટે સુરભીએ મનને દૃઢ કરી, રુદનને ખાળ્યું, બાળકોને શાન્ત કર્યાં અને પડોશીઓ પ્રત્યે મમતાપૂર્ણ દૃષ્ટિ ફેંકી.

વાતાવરણ વધુ શોકઘેરું છતાં, શાન્ત બન્યું. સુરભી ઊભી થઈ; આંસુ લૂછી, પલંગ પાસે ધૂપ અને ઘીનો દીવો કર્યો. વિનાયકે મૃતદેહ પર ચાદર ઓઢાડી.

## પ્રકરણ ત્રીજું.........................માતાના છેલ્લા ઉદ્‌ગાર

અનેક બાબતો ઉપરાંત, પન્નાલાલ મરતી વખતે તેની પત્નીને કશી ભર-ભલામણ ન કરી શક્યો, એ બાબત લોકોને સૌથી વધુ ખેદજનક ભલે લાગી; પણ સુરભીને એ વાતનું બહુ દુ:ખ નહોતું. કશી ભરભલામણની જરૂર ન રહે, એટલી તે કુશળ, હિંમતવાન અને વ્યવહારબુદ્ધિવાળી હતી. પ્રતિકૂળ સંજોગોમાં સ્વસ્થ ચિત્ત રાખીને અનુકૂળ માર્ગ શોધી કાઢવાની તેનામાં બુદ્ધિશક્તિ હતી જ.

એમ છતાં, નાની અવસ્થાએ પન્નાલાલના વિયોગથી જીવનના તમામ રસકસ એને લૂંટાઈ ગયેલા લાગ્યા. પતિની એક દિવસની પણ ગેરહાજરી સહેવાની તેને ટેવ નહોતી. શું પર્યટનોમાં કે શું પ્રવાસોમાં, તે હંમેશાં સાથે જ જતી. આ નાના કુટુંબમાં કદી વિયોગનો એક દિન પણ અનુભવાયો નહોતો. આથી, આ પ્રસંગથી તો સુરભીને એનું સર્વસ્વ હરાઈ ગયેલું લાગ્યું.

પોતાની પ્રિય પત્ની ઈન્દુમતીના અવસાનથી અજ રાજાએ જે કરુણ વિલાપ કરેલો, તે પન્નાલાલ ઘણી વાર સુરભી સમક્ષ ગાઈ બતાવતો; અને સુરભીનો વિયોગ પોતાને અજ રાજાથી પણ વધુ

કરુણ વિલાપ કરાવશે, એમ પન્નાલાલ કહેતો, ત્યારે સુરભી પોતાને કૃતકૃત્ય થયેલી માનતી. એને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે, તેનો પતિ જ પ્રથમ સ્વર્ગારોહણ કરશે, અને પોતાને વિલાપનો સમય આવશે. આ વખતે તેને પન્નાલાલના ગાયેલા 'अजविलाप'ના શ્લોકો યાદ આવવા લાગ્યા. પન્નાલાલ એને 'गृहिणी सचिवः सखीमिथः प्रियशिष्या ललिते कलाविधौ' કહીને જે તેનું સન્માન કરતો, એ ચરણો યાદ આવતાં, એની આંખમાંથી આજે આંસુની અવિચ્છિન્ન ધારા વહેતી.

પતિ વિના એને ઘર ખાલી લાગતું, અને દુનિયા સૂની લાગતી. સુરભી પન્નાલાલની કેવળ પત્ની જ નહોતી, મિત્ર પણ હતી. સુરભીને આજે એકાકીપણું સાલતું હતું. પતિ અને મિત્રની બેવડી ખોટ તેને જણાતી હતી. તેની હંમેશની, કમળનાં ફૂલની પેઠે સર્વ પાંખડીઓ વિકસાવીને ખીલી ઊઠતી મુખમુદ્રા, કરમાઈ ગઈ હતી; વાણીની રસિકતાનું ઝરણું સુકાઈ ગયું હતું; આનંદના કોકિલ-કુહૂકાર વાતાવરણમાંથી વિલય પામ્યા હતા; જીવનમાં ગંભીરતા અને શુષ્કતાએ પ્રવેશ કર્યો હતો.

પરંતુ આ સ્થિતિ લાંબો કાળ ન ટકી. એને એનું કર્ત્તવ્ય યાદ પાડતું હતું. બે બાળકોની જવાબદારી એણે વહન કરવાની હતી. બાળકની ખાતર, એણે જીવનને પ્રફુલ્લિત અને રસમય બનાવવાનું હતું. એની શૂન્યમનસ્કતા એણે જાતે જ વિદારવાની હતી; કર્ત્તવ્ય-પરાઙ્મુખતા દૂર કરવાની હતી.

એ વિચારવાન હતી. ભાવી જીવનના તિમિરમાંથી પ્રકાશ-કિરણો એ નિહાળી શકતી હતી. બાળકોને સારી કેળવણી આપી, એમને સંસ્કારી અને ગુણવાન બનાવવાની પન્નાલાલની મહેચ્છાને પાર પાડવાની હવે તેની જ જવાબદારી હતી. એ જવાબદારી એણે ઉપાડી લીધી.

પતિ પાછળ પત્નીએ સતી થવાનું ગૌરવ આર્યાવર્તના ઇતિહાસમાં આલેખાયું છે. સુરભીને આ 'ગૌરવ'માં એકાકી જીવન ગુજારવાની નિર્બળતા દેખાતી હતી. અપાર મુશ્કેલીઓના ઝંઝાવાત વચ્ચે હસતાં ઝઝૂમવું, પતિની અધૂરી કર્તવ્યસાધનાને સંપૂર્ણ સિદ્ધ કરવી, અને અને જીવનનું શ્રેય સાધવું, એમાં જ એને સાચી માનવતા લાગતી હતી. અને એ રીતે ઝઝૂમવાને એણે હવે કમર કસી હતી.

પન્નાલાલનો મિત્રસમુદાય બહોળો હોવા છતાં, એ મિત્રોની અવરજવર જુદાં જુદાં કારણે ઘટવા લાગી હતી. તેમાંના કેટલાક નર્યા સ્વાર્થી જ હતા, તેઓ તો આ કુટુંબને ભૂલી જ ગયા. કેટલાક બે–પાંચ દિવસ સહાનુભૂતિ દર્શાવી, 'કંઈ કામકાજ હોય તો કહેવરાવજો' એવો વ્યાવહારિક શબ્દપ્રયોગ કરી, પાછળથી ગુમ થઈ ગયા. કેટલાક સહૃદય મિત્રો, એને ત્યાં જવામાં સંકોચ અનુભવતા, જ્યારે કેટલાક 'જુવાન વિધવા'ને ત્યાં ન જવામાં વ્યાવહારિક ડહાપણ માનતા!

સુરભી આ મિત્રોની સ્વાર્થવૃત્તિ, બેદરકારી, સંકોચ અને ભીરુતાને પીછાની શકી હતી; અને તેમની ઉપેક્ષાવૃત્તિ છતાં, તેમને દોષ દેવાનું તેને યોગ્ય લાગ્યું નહિ. કદાચ તેઓએ તેના પ્રત્યે સહાનુભૂતિનો હાથ લંબાવ્યો હોત, તો પણ તેણે તેનો સવિનય અનાદર જ કર્યો હોત. કારણ કે, કોઈને આધારે અને કોઈની દયા ઉપર નભવાને તે તૈયાર નહોતી. એ તો સ્વબાહુથી જ મહાસાગર પાર ઊતરવા કટિબદ્ધ થઈ હતી. એનું કર્તવ્ય એને સાદ પાડીને પોકારતું હતું; અને એ સાદ સાંભળીને એના કર્તવ્યપંથે કૂચકદમ કરી રહી હતી.

બાળકોની કેળવણી પ્રત્યે એણે વધુ ને વધુ લક્ષ આપવા માંડયું. સરોજની બૌદ્ધિક શક્તિઓને ખીલવવા માટે, એને બાલ-મંદિરમાં મૂકવામાં આવી. નાનપણથી જ એનામાં સંગીતના સંસ્કારો

રોપવા માટે એને સંગીત વિદ્યાલયમાં પણ દાખલ કરવામાં આવી. પંકજના અભ્યાસની પણ પૂરી કાળજી રાખવાનું તેણે શરૂ કર્યું.

પતિનું સ્મરણ એને વારંવાર સતાવતું, અને એના હૃદયના તાર હલાવી જતું. પણ એને ભૂલવા માટે તેણે બાળકો સાથે વધુ એકતાનતા સાધવા માંડી. રાત્રે જ્યારે તેને નિવૃત્તિ મળતી, ત્યારે તે પંકજ અને સરોજને ઇતિહાસની, સ્વદેશપ્રેમની અને વીરપુરુષોની વાર્તાઓ કહેતી; સાહસિકોનાં અને મહાત્માઓનાં જીવનચરિત્રો રજૂ કરતી; અને બન્ને બાળકોનાં હૃદયમાં ઉચ્ચ ગુણો અને સંસ્કારો રેડવા કોશિશ કરતી.

સોક્રેટિસ અને શિવાજી પંકજના આદર્શ પુરુષો બન્યા હતા. ફ્લોરેન્સ નાઇટિંગેઇલ અને ઝાંસીની રાણી લક્ષ્મીબાઈ પાસેથી નાની સરોજ પ્રેરણા મેળવતી હતી. સમય વહ્યે જતો હતો, અને બાળકો પર સંસ્કાર પડયે જતો હતો. સુરભી પોતાના કર્તવ્યમાં મગ્ન બની ગઈ હતી.

પન્નાલાલ કમાતો તેટલું ખર્ચતો. કુટુંબ માટે તે એક પાઈ પણ મૂકતો ગયો ન હતો. આ સ્થિતિમાં સુરભીને કુટુંબભાર વહેવાનો હતો. પતિના વીમાના આવેલ હજારેક રૂપિયા, એના પોતાના દરદાગીના અને ઘરવખરી સુદ્ધાંનો એણે પાંચ વર્ષમાં ભોગ આપી દીધો, અને ભવિષ્યમાં પગભર થવા માટે તેણે આ પાંચ વર્ષમાં સીવવા–ગૂંથવાની કળા બરાબર હસ્તગત કરી લીધી. પતિની હયાતીમાં પૂરી સાહેબી ભોગવનાર એને પારકું કામ કરવામાં નાનપ ન લાગી. પતિના અવસાન પછી તરત જ તેણે બંગલો છોડી દઈ, જેલ રોડ ઉપર એક ઓરડો ભાડે રાખી, તેમાં રહેવાનું શરૂ કરી દીધું હતું. ખર્ચાળ વહીવટમાં પલટો આણી, એણે કરકસરનો માર્ગ ગ્રહણ કરી લીધો. ગરીબીમાં પણ અગાઉના જેટલો જ આનંદ અને સંતોષ એ માણવા લાગી.

સાત–આઠ વર્ષ જેટલો સમય આમ સહેજે પસાર થઈ ગયો. શરૂઆતમાં એક એક દિવસ એકેક માસ જેટલો લાંબો લાગતો હતો, અને ભાવિ જીવન કેમ પસાર થઈ શકશે, એની ચિંતા થતી હતી. પણ માણસને જ્યારે કોઈ કાર્યની લગની લાગે છે, અથવા તે કોઈ સાધના પાછળ તન્મય બને છે, ત્યારે વર્ષો મહિનાની પેઠે, અને મહિના દિવસોની પેઠે ત્વરાથી પસાર થવા લાગે છે. માણસ એક જ વસ્તુની સાધના પાછળ લાગ્યો રહે, અને રસપૂર્વક એમાં એકાકાર બની જાય, તો સો વર્ષનું જીવન પણ એને ઓછું પડે.

પતિના મિત્રોમાં એક વિનાયકની જ આવ-જા ચાલુ રહી હતી. પાંચ–સાત વર્ષના ગાળામાં, એ હવાલદારથી માંડીને ચિફ કૉન્સ્ટેબલના દરજ્જા સુધી પહોંચી ગયો હતો; અને તે પોતાની આ બઢતી પન્નાલાલના પ્રતાપે જ થઈ છે, એમ માનતો હતો. સુરભી અને તેનાં બાળકો પ્રત્યે એને ઊંડી મમતા હતી; અને આ કુટુંબની પોતે વધુ સેવા કરી શકે, એ હેતુથી, તેમને પોતાના પડોશમાં રહેવા લઈ આવ્યો હતો.

એમ કહેવાય છે કે, પોલીસ ખાતામાં દાખલ થયેલો ગમે તેવો સજ્જન, નીતિમાન અને કોમળદિલનો માણસ થોડા વખતમાં દુર્જન, લૂંટારુ વૃત્તિનો અને કઠોર દિલનો બની જાય છે. પરંતુ. આ માન્યતાને વિનાયકે જુઠ્ઠી પાડી હતી. એના મૂળ ગુણો આજ દસ વર્ષે પણ એનામાં કાયમ રહ્યા હતા.

સુરભીની માંદગી વખતે એ જ સાચી સેવા અર્પી રહ્યો હતો. તે અને તેની સ્ત્રી ખડે પગે હાજર રહેતાં, અને રાત્રિના અખંડ ઉજાગરા કરતાં. પંકજ અને સરોજ ઉદ્યમી અને ચતુર હતાં જ; પણ એ કિશોર બાળકોમાં માંદગી અને સારવારની શી કલ્પના હોય. વિનાયકના સહકાર વિના એમને ગભરાઈ જતાં શી વાર !

ઈન્દોરમાં ઘણાં ગુજરાતી કુટુંબો વસી ગયાં હતાં, પરંતુ એના સગાંમાં તો એક એનો બનેવી ગોપાલ જ હતો. ગોપાલે આખું જીવન સ્વાર્થની બાજી જ ખેલવામાં ગાળ્યું હતું. જે માણસ પોતાની સ્ત્રીનો પણ હિતેચ્છુ નહોતો થઈ શક્યો, તે અન્યની સેવા શી સાધી શકે?

સુરભીએ એના તરફથી કશી આશા કદી નહોતી રાખી. ઊલટું એને તેના તરફ મૂળથી જ તિરસ્કાર હતો, અને તેથી તે પોતાને ત્યાં ન આવે તો સારું, એમ સુરભી હમેશાં ઈચ્છતી હતી.

ગોપાલ પણ સામાન્ય રીતે સુરભીને ત્યાં આવ-જા કરતો નહિ. પણ જ્યારે દાક્તરે તેને સુરભીની ગંભીર હાલતના સમાચાર જણાવ્યા, ત્યારે જ તે સુરભીને ત્યાં આવ્યો. અહીં આવીને સુરભીની માલ-મિલ્કત પર હાથ મારવાનો તેનો સ્પષ્ટ ઇરાદો હતો; પણ તેમાં તે નિષ્ફળ ગયો; એટલે દાક્તરની આવવાની રાહ પણ જોયા વિના, તે ત્યાંથી ચાલતો થયો. સુરભીને તો એથી સંતોષ જ થયો; કારણ કે, એની હાજરી એ ઈચ્છતી નહોતી.

સુરભી તે દિવસની રાત કાઢી શકી નહિ. પંકજ અને સરોજ જમ્યું-ન જમ્યું કરી, રસોડામાંથી પાછાં આવ્યાં, ત્યારે સુરભીની સ્થિતિ વધુ બગડી હતી. એણે બળપૂર્વક રોગની અસહ્ય પીડાને ગળી જઈને વાત કરવાનો પ્રયાસ કર્યો. બાળકોને પોતાની પાસે બેસાડી, તેમના હાથ પોતાના દુર્બલ હાથોમાં લઈને ક્ષીણસ્વરે કહ્યું: 'બેટા! આ જગતમાં તમને એકલાં છોડું છું. તમારું આત્મબળ કેળવજો, અને મુશ્કેલીઓનો બહાદુરી-પૂર્વક સામનો કરજો. કાયર ન જ બનશો. જરૂર પડયે વિનાયકની મદદ લેજો. ગોપાળદાસ સાથે ઝગડશો નહિ, પણ તેનાથી ચેતીને ચાલજો. માણસ સ્વાર્થી છે.'

થોડી વાર વિસામો લઈ, તે બોલી: 'પંકજ! નાની પેટીમાં

મારું મંગળસૂત્ર છે. એ એક જ દાગીનો વેચવો મેં બાકી રાખ્યો છે. તારે પણ એ કોઈ પ્રસંગે વેચવાનો નથી. એ મારા તરફથી સરોજને એના લગ્ન પ્રસંગની ભેટ છે......અને તારે ભાઈ તરીકે એને શી ભેટ આપવાની છે, ખબર છે?' બન્ને બાળકો માતાના છેલ્લા ઉદ્ગાર સાંભળવા ઉત્સુક બન્યાં.

થોડો શ્વાસ લઈ માતાએ કહ્યું: 'બેટા! મેં તને યોગ્ય કેળવણી અને સુસંસ્કાર આપવા પ્રયત્ન કર્યો છે. એવી જ કેળવણી અને સંસ્કાર તારે તારી નાની બહેનને પણ આપવાના છે. અને સુશિક્ષિત તેમ જ સંસ્કારી પતિ શોધીને એનું જીવન સુખી નીવડે, એ તારે જોવાનું છે. મારું કાંઈ પણ ઋણ...તારા ઉપર હોય, તો તે અદા કરવાનો...આ જ માર્ગ છે. બસ...હવે મારું કર્તવ્ય...પૂરું થાય છે.' એટલું કહી માતાએ આંખ બંધ કરી.

બાળકો ત્યાં જ બેસી રહ્યાં. થોડી પળો પસાર થઇ. શ્વાસ શરૂ થયો. દસ-પંદર મિનિટ પસાર થઈ હશે. માતાનાં પ્રેમાળ નયનો છેલ્લી વાર ઊઘડયાં અને બંધ થયાં. છેલ્લો શ્વાસ લેવાઈ ચૂક્યો.

પન્નાલાલની મૃત્યુશય્યા પર હાજર થયેલો વિનાયક, સુરભીના અંતિમ પળો વખતે પણ હાજર થયો, અને રડતાં બાળકોને આશ્વાસન દઈ રહ્યો.

## પ્રકરણ ચોથું ............................ ભાઈ-બહેન

**માતાના** અવસાન વખતે સરોજની ઉંમર તેર વર્ષની હતી; પંકજની સોળ. આટલી નાની ઉંમરના બાળકોને દુનિયાદારીનું ઊંડું જ્ઞાન તો ક્યાંથી હોય! પણ બન્નેમાં માતાનો એક ગુણ ઊતર્યો હતો : અખૂટ હિંમત.

આ વખતે પંકજ મૅટ્રિકમાં આવ્યો હતો. સરોજ અંગ્રેજી ચોથું ધોરણ ભણતી હતી.

સુરભીના અવસાન પછી, વિનાયક આ બન્ને છોકરાંઓને પોતાને ત્યાં લઈ આવ્યો હતો. ત્રીજે દિવસે પંકજે પોતાને ઘેર જવાની રજા માગી : 'વિનાયક દાદા! હવે અમે ઘેર જઈશું.'

'ભાઇ! આ ઘરને શું પારકું ગણ્યું? તારો અભ્યાસ પૂરો થાય, અને બહેનનાં લગ્ન થઇ જાય, ત્યાં સુધી તો તમારે અહીં જ રહેવાનું. પછી જવું હોય ત્યાં જજો.' વિનાયકે કહ્યું.

'નહિ, દાદા! અમને ઘેર જવા દો. અમે ત્યાં ખુશી આનંદથી

રહીશું. મૂંઝવણ પડશે, તો તમને કહીશું. તમારા વિના અમારું બીજું છે પણ કોણ ?' પંકજે કહ્યું.

'હમણાં તો નહિ જવાય. આગળ ઉપર જોઈશું.' કહી વિનાયક બહાર ચાલ્યો ગયો.

વિનાયકના ગયા પછી સરોજે પંકજનો હાથ પકડી કહ્યું : 'ભાઈ! દાદાનો આગ્રહ છે, તો તું ના શું કામ પાડે છે? બાએ કહ્યું છે કે, બન્નેએ અભ્યાસ ચાલુ રાખવો. અને ઘર ચલાવવા તો કમાવું પડે. એ બન્ને સાથે કેમ ચાલશે? દાદાને હા પાડી હોત તો?

સરોજે પૂછ્યું, ત્યારે એનું મુખ ગંભીર અને સચિંત હતું. એના મુખ પરનો સ્વાભાવિક ઉલ્લાસ ઊડી ગયો હતો. પંકજ પણ જરા ગંભીર રહેતો, અને માતાની યાદ ન ભૂલી શકવાથી વારંવાર એની આંખમાં આંસુ આવી જતાં; પણ સરોજના મન ઉપર કશી અસર ન થાય માટે, એ છૂપી રીતે આંસુ લૂછી નાખી, મનને દૃઢ કરતો, અને મુખ પર હાસ્ય લાવી સરોજ સાથે વાતે વળગતો.

સરોજને સચિંત જોઈને, એના બન્ને ગાલ ઉપર પોતાની હથેળીઓ દબાવીને એણે ઉત્તર આપ્યો : 'મારી બહેન! કમાવાની ને ઘર ચલાવવાની ચિંતા તારે શું કામ કરવી જોઈએ? વિનાયક દાદા કંઈ પૈસાદાર નથી. એમને આપણા માટે બહુ મમતા છે, એટલે એ તો આગ્રહ કરે; પણ આપણાથી કોઈને ત્યાં લાંબો સમય પડયાં રહેવાય?'

'ત્યારે હવે શું કરશું?'

'હાલ તો ઘેર જઈશું. પછી બીજી વાત ઘેર જઈને.'

વળી બે દિવસ પછી પંકજે વિનાયક પાસે ઘેર જવાની રજા માગી. વિનાયકે તેને ઘણો સમજાવ્યો, પણ તે એકનો બે થયો જ નહિ. છેવટે પંકજની હઠ જીતી.

ઘેર આવ્યા પછી ફરી સરોજે પૂછ્યું : 'કહો. હવે શું કરશું ?'

'એ જ કહું છું, બહેન ! જરા ધીરજ રાખીને સાંભળીશ કે નહિ ?' કહીને પંકજ તેનો હાથ પકડી, તેને બારી પાસે લઈ ગયો, અને તેને સ્ટૂલ ઉપર બેસાડી, પોતે એક ઓશીકું લઈ શેતરંજી પર મૂકી આડો થયો. અને બોલ્યો :

'એટલું તો નક્કી કે, આપણે ભણવું.'

'હા, ભણવું.' સરોજે કહ્યું.

'અને મારે કમાવું પણ ખરું.'

'કેવી રીતે કમાશો ?'

'વળી વચ્ચે પૂછ્યું ? જો, કહું છું. મને એક શિષ્યવૃત્તિ આખા વરસ માટે મળી છે. દર મહિને રૂપિયા દસ. પછી...બે 'ટ્યુશન' રાખી લઈશ તેના મળશે દસથી બાર. અને ગોપાળ મામાનું કામ ચાલુ રાખીશ.'

'પછી, વાંચવાનું ક્યારે ?'

'રાત કોના બાપની છે ?'

'અને ઘરનું કામકાજ ?'

'થઈ રહેશે, એ તો.' પંકજે બેદરકારીથી કહ્યું.

પંકજની યોજના પ્રમાણે થોડા દિવસ કામ ચાલ્યું. સરોજ રસોઈ કરતી, પાણી ભરતી, સાફસૂફી કરતી. એમાં પહોંચી શક્તી

નહિ, ત્યારે પંકજ એને મદદ કરતો. પણ સરોજને લાગ્યું કે, આમ 'સંધ દ્વારકા નહિ પહોંચે.'

'ભાઈ, આ ખેંચાખેંચી ક્યાં સુધી ચાલશે?'

'શો વાંધો છે, છોટી દિદિ?'

'મશ્કરી નથી કરતી, ખરું કહું છું. તું નથી પૂરું વાંચી શકતો, કે નથી ટ્યુશનમાં નિયમિત જઇ શકતો. કાં તો તું મેટ્રિકમાં નાપાસ થઈશ, અગર તો ટ્યુશનવાળા તને છુટ્ટો કરશે.'

'એમાંથી એક તો થશે ને?' હસીને પંકજે કહ્યું. સરોજ હમણાં બહુ ચિંતાતુર રહ્યાં કરતી હતી; એટલે તેને આનંદમાં રાખવા એ ઘણીવાર રમૂજ કરતો.

'એમાંથી એકકે પોસાય એમ નથી.'

'ત્યારે તું જ કહે, શું કરવું!'

'મારું માનીશ?'

'હા, જી.'

'હા, જી, નહિ.'

'ત્યારે ના જી!'

'ના જી પણ નહિ, હું કહું એમ કરવું પડશે.'

'કહો.'

'મારે અભ્યાસ છોડી દેવો, ઝાઝું ભણીને મારે ક્યાં કમાવા જવું છે?'

'પછી?'

'પછી ઉદ્યોગ-મંદિરમાં જઈને સીવણકામ શીખી લેવું આનો સંચો પડયો છે.'

'વાહ !' પંકજ એકાએક શેતરંજી પર બેઠો થઈ જઈ બોલ્યો, 'તારે કમાવું, ને બંદાએ ભણવું ! યોજના તો બહુ સરસ !'

'તું મારી બધી વાત મશ્કરીમાં કેમ ઉડાવે છે ?' નિરાશાભર્યા સ્વરે સરોજે કહ્યું.

'ત્યારે શું કરું, બીજું ? તું સીવણકામ શીખી લ્યે, ત્યાં મૅટ્રિકની પરીક્ષા તો આવી જાય ! વાહ ! અને તારે અભ્યાસની ભલે જરૂર ન હોય, કદાચ ભણવાથી કંટાળી ગઈ હશે, પણ બાએ કહ્યું છે મને કે, મારે તારો અભ્યાસ ચાલુ રખાવવાનો છે, એનું શું ? તું બાનાં વચનનો મારા હાથે દ્રોહ કરાવવા માગે છે ?' જરા ગંભીર થતાં પંકજે કહ્યું.

સરોજ ઉત્તર આપી શકી નહિ. થોડી વાર પછી તે બોલી : 'ત્યારે એમ કરીએ. માત્ર એક વરસ અભ્યાસ છોડીને મારે ઘરનું બધું કામ સંભાળવું; અને તારે કમાવાય તેટલું કમાવું અને ભણવું. આ એક વરસ માટે મારું કહ્યું માન. બીજે વર્ષે હું અભ્યાસ ચાલુ રાખીશ. ભાઈ ! મૅટ્રિકમાં આ બધી ઉપાધી એક સાથે નહિ ચાલે. તારો અભ્યાસ બગડશે.'

વિચાર કરતાં પંકજને લાગ્યું કે, સરોજની વાત સાચી છે. મૅટ્રિકમાં આ બધી ઉપાધી નહિ ચાલે. શરૂઆતમાં જ તે સાંજ પડયે શ્રમિત થઈ જતો, અને રાત્રે વાંચવામાં પૂરું લક્ષ આપી શકતો નહિ.

'અને ગોપાળ માસાનું કામ પણ છોડી દે.' સરોજે ઉમેર્યું. 'બાએ કહ્યું છે, એનો વિશ્વાસ ન કરવો.'

'હું ક્યાં એનો વિશ્વાસ કરું છું ? એ જ મારો વિશ્વાસ કરે છે, ને કામ સોંપે છે. એનું કામ તો બાની હયાતીમાં જ શરૂ કર્યું હતું ! આપણે પૈસાની જરૂર છે, ત્યાં સુધી તો કામ કરવું જ

જોઇએ ને ? વળી વિનાયક દાદાએ મારા માટે એક સાઇકલ સસ્તામાં ખરીદી છે, એટલે હવે ખેંચ ઓછી પડશે. એમ છતાં પરીક્ષા વખતે માસાનું કામ છોડી દઇશ.'

ઘણી ચર્ચા પછી એમ નક્કી થયું કે, સરોજે એક વર્ષ માટે શાળાએ જવાનું મોકૂફ રાખી, ઘેર અભ્યાસ કરવો; પંકજે અભ્યાસ પર લક્ષ આપવું, અને ચાલુ કમાણી નભાવી રાખવી. પંકજને આ યોજનાથી જરા દુઃખ તો થયું જ. કારણ કે, તેથી સરોજના અભ્યાસને અમુક અંશે નુકસાન પહોંચે એમ હતું જ. પણ પંકજ પાસે બીજો માર્ગ નહોતો. પોતે મેટ્રિક થયા પછી, બહેનને પૂરી કાળજીથી ભણાવવાનો એણે નિશ્ચય કર્યો.

સરોજને તો આથી ખૂબ સંતોષ થયો. પંકજે ગોપાળનું કામ ચાલુ રાખ્યું, એ જ એક વસ્તુ તેને ન ગમી.

ગોપાળ, શેઠ દીનદયાળની પેઢીનો મુખ્ય મુનીમ હતો. પેઢીનું લગભગ બધું કામકાજ એની દેખરેખ નીચે ચાલતું. સવારથી રાત્રી સુધી એને એમાં રોકાયેલા રહેવું પડતું. આથી તેણે પોતાના ઘર માટે ચીજ–વસ્તુ લાવવાનું, નયાપુરાની મજૂર ચાલીનું ભાડું ઉઘરાવવાનું, વગેરે કામકાજ સુરભીની સંગતિથી પંકજને સોપ્યું હતું. બદલામાં એને ત્રણ રૂપિયા રોકડા, શાળાની ફી અને પુસ્તકો મળતાં. પંકજ ન છૂટકે એ કમાણીને વળગી રહ્યો હતો, અને પરીક્ષાના સમય સુધી એ ચાલુ રાખવાનો એનો વિચાર પણ હતો; પરંતુ તુરતમાં જ એક એવો બનાવ બન્યો કે, એને ગોપાળનું કામ અચાનક છોડવું પડયું.

## પ્રકરણ પાંચમું..........................લોકો કહે છે કે

એ દિવસે સાંજે પંકજે એક જ વાત ત્રણ સ્થળેથી સાંભળી. ભાડું લેવા ગયો, ત્યાં ભાડૂતે કહ્યું; બજારમાં ગયો, ત્યાં વેપારીએ કહ્યું; પાછો આવ્યો, ત્યારે પડોશણે કહ્યું. ત્રણે વાતનો એક જ સૂર હતો: 'ગોપાળ અને જમના વચ્ચે કલુષિત સંબંધ છે.'

જમના ગોપાળની રસોયણ હતી. રસોયણ તો કહેવાની, પણ રસોઈ ઉપરાંત વાસણ માંજવાનું, કપડાં ધોવાનું, પાણી ભરવાનું, ઘરની સાફસૂફી કરવાનું—બધું જ કામ એને કરવાનું હતું. ગોપાળના ઘરમાં બીજું કોઈ માણસ નહોતું. વહેલી સવારે એ આવતી, અને બધું કામ પતાવી છેક સાંજે એ ઘેર જતી.

ગોપાળ વિધુર હતો. એની સ્ત્રી ગુલાબ—સુરભીની મોટી બહેન—બે વર્ષ પહેલાં બળીને મરી ગઈ હતી. ગુલાબ પોતાની મેળે બળીને મરી ગઈ હતી, એમ કહેનાર એક ગોપાળ હતો અને બીજી પોલીસ હતી. પણ લોકો એ વાત માનવાની ના પાડતા. અદાલતે પોકાર કર્યો હતો કે, ગુલાબે આપઘાત કર્યો છે; પણ લોકોના મોટા કોલાહલમાં એ પોકાર સમાઈ જતો હતો. લોકો હાથ લાંબા કરી કરીને,

ગળું તાણી તાણીને, છડેચોક કહેતા ફરતા કે, ગોપાળે જ ગુલાબને બાળી નાખી છે. લોકોના નગારખાનામાં અદાલતની પિપૂડીનો અવાજ સંભળાયો નહિ. લોકમતના પ્રચાર સામે પ્રબળ પુરુષ પણ ટકી શકતો નથી, ત્યાં બિચારા ગોપાળનું શું ગજું ?

ગુલાબને કંઈ સંતાન નહોતું. કદાચ એ જ એનો ગુનો હતો. ગોપાળ અને ગુલાબ વચ્ચે રોજ ઝગડા થતા, અને અંતે ગુલાબના અંગ પર માર પડતો. એને સુરભીને ત્યાં અથવા આડોશ–પાડોશમાં કોઈને ત્યાં જવાની મના હતી. પાણી ભરતાં કે રસોઈ કરતાં સહેજ મોડું થાય, કે કોઈ ચીજ ઢોળાય–ફોડાય, તો ગુલાબનું આવી બનતું. ગુણિયલ ગુલાબ આ બધું સહન કરી શકતી; પણ ગોપાળ એને વાંઝણી કહે, ત્યારે એનું માથું ભમી જતું; એનું લોહી ઊકળી જતું; અને તે માથું કૂટતી, કે ભીંત સાથે અફાળતી.

ગોપાળ જ્યારે ગુલાબ ઉપર ચીડાતો ત્યારે ગુલાબ કંટાળીને 'હું ના ગમતી હોઉં, તો બીજી લાવો ને!' એમ કહી નાખતી. ગોપાળને ફરી પરણવાની ઇચ્છા પણ થઈ આવતી, પરંતુ એને ખાતરી હતી કે, ગુલાબ જીવતાં આ ઘરમાં બીજી સ્ત્રી આવી શકશે નહિ.

અંતે ગુલાબ ગઈ, અને ગોપાળે ફરી લગ્ન કરવાની કોશિશ ચાલુ કરી. લોકોનો વિરોધી પ્રચાર પણ એની સામે ચાલુ જ હતો. ગોપાળને કન્યા આપવા ઇચ્છનારને લોકો સાફ કહી દેતા : 'તમારા ઘર પાસે કૂવો ન હોય, તો તમારી દીકરીને ઝેર પાઈને સુવાડી દેજો; પણ આ કસાઈને ત્યાં ન આપજો.'

કોમમાં કન્યાની છત હોવા છતાં, લોકમતના જબ્બર વિરોધને કારણે, ગોપાળને સ્ત્રી મળી ન શકી, ત્યારે તે જાતે ગુજરાતમાં જઈ, રૂપિયા બે હજાર ખર્ચીને વિમળા વહુને લઇ આવ્યો. અને લોકોને

કહ્યું: 'સૂરજ સામે ધૂળ ફેંકવાથી સૂરજ મેલો થતો નથી; ધૂળ ઉડાડનારની આંખમાં જ પડે છે.' લોકમત ધૂંધવાઇ રહ્યો.

પણ પંદર દિવસ પછી લોકોને આનંદનો દિવસ આવ્યો. એક સવારે જાહેરાત થઈ ચૂકી કે, ગોપાળ દગાનો ભોગ બન્યો હતો. વિમળા નામની કાઠિયાવાડની એક વાલી વાઘરણને તે પરણી બેઠો હતો, અને લગ્ન પછી પંદરમે દિવસે તેનાં બધાં ઘરેણાં કપડાં લઇને, વાલી નાસી ગઇ હતી!

લોકોને જેટલી રમૂજ પડી, એટલો ગોપાળ ઝંખવાણો પડી ગયો. રૂપિયા બે હજાર પાણીમાં ગયા, દોઢેક હજારની મિલકત લૂંટાઇ ગઈ, અને આબરૂની ધૂળધાણી થઈ!

આખરે નિરાશ થઇને ગોપાળે મન મનાવ્યું: 'સારું થયું. ઉપાધી ટળી! આટલેથી જ પત્યું; નહિતર ભવિષ્યમાં બધી મિલકત સાફ થઇ જવાનો વખત આવત. હવે તો પરણે એ જ બીજા! સ્વતંત્ર રીતે ભ્રમર પેઠે ફૂલે ફૂલે ફરી શકાશે. કોઈની રોક-ટોક તો નહિ!'

ધીમે ધીમે એ સ્વેચ્છાચારી બનતો ગયો, અને નિયમિત સ્વચ્છંદી જીવન ગાળતો થઈ ગયો. પરંતુ લોકો એને પજવે નહિ માટે તે તદ્દન છૂપી રીતે ભટકતો, અને ઉપરથી ધર્મિષ્ઠપણાનો દંભ રાખતો. રોજ દેવદર્શને જવાનું, અને દરેક અગિયારસ-અમાસે ઉપવાસો કરવાનું તેણે શરૂ કરી દીધું. ગુલાબના મૃત્યુ માટે તે પશ્ચાત્તાપ કરતો, અને પોતાની જાતને નીંદતો. લોકોને સંતોષ થયો; એના પર દયા ઉપજી; અને એનો પાછો છોડયો.

આમ લોકમત શાન્ત થઈ ગયા પછી, એણે જમનાને રસોઈ કરવા રાખી. જમનાની પ્રમાણિકતા જોઈ, ઘરનો બધો કારભાર એને સુપરત કર્યો, અને બજારનું કામકાજ પંકજને સોંપ્યું. પંકજને એના

પ્રત્યે તિરસ્કાર તો હતો જ; પણ એની ગરીબીએ એનું કામ સ્વીકારવાની ફરજ પાડી હતી, અને સુરભીએ પણ અનિચ્છાએ એમાં સંમતિ આપી હતી.

જમના એની જ જ્ઞાતિની નિરાધાર યુવતી હતી. એનો પતિ ખંડવામાં એક વેપારીને ત્યાં નોકરી કરતો હતો. એને ચિત્રાંગદા નામની એક છોકરી પણ હતી. જમના સ્વરૂપવતી હતી. તેનો કંઠ મધુર હતો. સ્વભાવે પ્રેમાળ અને માયાળુ હતી. બાળલગ્નને કારણે પ્રાપ્ત થયેલા અણઘડ અને મૂર્ખ પતિને દેવતુલ્ય માનીને પૂજતી. પણ પતિ રત્નને ઓળખી શક્યો નહિ. એના સૌંદર્યમાં એ મુગ્ધ બન્યો નહિ, પણ એને ભય લાગવા માંડ્યો. કે, એનું સૌંદર્ય બીજા કોઈનું શિકાર થઈ જશે, એના કંઠ ઉપર મોહ પામી કોઈ એને ઉપાડી જશે. એ રાતદિવસ એની ચિંતા અને ચોકી કરવા લાગ્યો. બિચારાને ઉપાધી થઈ પડી.

બિચારો પતિ, પત્નીને ક્યાંય બહાર જવા દેતો નહિ. બહાર જવું જ પડે, ત્યારે તે સાથે જતો અને ઘૂમટો કઢાવી રાખતો. જમના આ ત્રાસને સહન કરવા લાગી. નજરકેદી પેઠે એકાન્તમાં દિવસો નિર્ગમન કરવા લાગી. એના જીવનમાં એક જ આધાર હતો, એક જ આરામ હતો : તે તેની પુત્રી ચિત્રાંગદા.

એકાંતવાસથી કંટાળેલી જમના તેની કન્યાને શાળાએ ન મોકલતાં ઘેર રહી ભણાવતી. એનો કંઠ મધુર હતો, અને એને સારું ગાતાં પણ આવડતું. સંગીત એના જીવનની મોજ હતી. પુત્રી પાસે ગીતો ગાઈને, પોતાના ચિત્તને એ પ્રફુલ્લિત રાખતી.

સામેની મેડીમાં એક જુવાન રહેતો. એ લેખક હતો. કવિતાઓ પણ ઘડતો. સંગીતનો એને ભારે શોખ હતો. જમનાનું સંગીત તે એકચિત્તે સાંભળતો અને મુગ્ધ બની જતો. જમનાને ખબર નહોતી

કે, એના કંઠનો પ્રશંસક કોઈ જુવાન રોજ એના સંગીતની રાહ જોઈને બેસી રહેતો હતો.

લેખકનું નામ હરિરામ હતું. તે ટૂંકી વાર્તાઓ અને કાવ્યો લખીને માસિકોને મોકલતો. બદલામાં તેને પાંચ-પંદર રૂપિયા મળી જતા. તે એકલો હતો. એ ધૂની હતો. પૈસાની એને જરૂર નહોતી. સાહિત્યદેવીનો એ અનન્ય ઉપાસક હતો.

ઘણી વાર લેખનકાર્યથી શ્રમિત થઈને, તે જમનાનું સંગીત સાંભળવા ઇચ્છતો અને બહાર ઝરૂખામાં આવીને ઊભો રહેતો. ઝરૂખો જમનાના ઓરડાની બારી સામે જ પડતો. પણ ઘણીવાર તે નિરાશ થતો. એ ઇચ્છતો, ત્યારે સંગીત સાંભળી શકતો નહિ.

હરિરામ ઈંદોર ગયેલો, ત્યારે એક ગ્રામોફોન ખરીદી લાવેલો. સીનેમાનાં ફિલ્મી ઢબનાં સુંદર ગાયનોની રેકર્ડો પણ તેણે ખરીદી હતી. જ્યારે સંગીતની તૃષા જાગે, ત્યારે જો તે જમાનાનો સૂર સાંભળવામાં નિરાશ થાય, તો આ રેકર્ડો વગાડી પોતાની તૃષા શાન્ત કરતો. જો કે, તેમાં જમનાના સંગીત જેટલી તો તૃપ્તિ થતી નહિ.

રેકર્ડ વાગે ત્યારે જમના તે સાંભળવામાં તલ્લીન બની જતી. જન્મથી પ્રાપ્ત થયેલા સંગીતના સંસ્કારના બળે, એ દરેક રાગને ત્વરાથી પોતાનો કરી લેતી; અને એકલી હોય, ત્યારે એ ગાતી. હરિરામ એ સાંભળીને મુગ્ધ બનતો.

જે મુખમાંથી આ મધુર સંગીત નીકળે છે, તે મુખનાં દર્શન કરવાની હરિરામને ઇચ્છા થઈ આવી. તે ઝરૂખામાં આવી બેઠો. ફરી અંદર ગયો, રેકર્ડ ચઢાવી અને ઝરૂખામાં આવી ઊભો રહ્યો.

રેકર્ડ સાંભળી જમનાએ બારીમાંથી ઝરૂખા સામે જોયું. હરિરામે જમના સામે જોયું. જેવી કંઠની મધુરતા હતી, તેવું જ દેહનું સૌન્દર્ય હતું. હરિરામ તેની સામે તાકી રહ્યો હતો, તે જમનાએ જોયું. એ બે ડગલાં પાછળ હઠી.

પણ પાછળ એનો પતિ આવીને ઊભો હતો. શંકાશીલ માનવીના અંતરમાં શંકાનું ભૂત ભરાઈ ચૂક્યું હતું. એના મનનો બોજો વધી ગયો હતો. આ સૌંદર્ય સાચવવું શી રીતે?

એણે બહુ વિચાર કર્યો નહિ. પત્ની સાથે કશી ચર્ચા કરી નહિ. વાદવિવાદ થયો નહિ. બીજી સવારે એણે પત્નીને પુત્રી સાથે ઘર બહાર કાઢી મૂકી. તે દિવસથી જમના નિરાધાર થઈ હતી.

જમના તેના મામાને ત્યાં ઈન્દોર આવી, અને આપવીતી કહી. મામાએ ત્યક્તાને આશ્રય આપવા ના પાડી. છેવટે તે જુદું ઘર લઈ રહેવા લાગી, અને ગોપાળને ત્યાં બાર રૂપિયાના પગારે નોકરી કરવાનું શરૂ કર્યું.

પણ, એનું રૂપ એનું શત્રુ થઈ પડ્યું. વિલાસી ગોપાળે એના રૂપ ઉપર નજર માંડી. જમનાએ સંભળાવ્યુંઃ 'શેઠ! હું પતિવ્રતા નારી છું. મને ના છંછેડશો, નહિતર આ પડ્યું તમારું કામ!'

ગોપાળ દાઝ્યો. આબરૂ જવાની એને બીતિ લાગી. બે હાથ જોડી, ક્ષમા માગતા એણે કહ્યુંઃ 'બહેન! માફ કરો. સુખેથી કામકાજ કરો. હવે કદી તમને નહિ દૂભવું.'

જમનાના મનનું સમાધાન થઈ ગયું; અને તેણે નોકરી ચાલુ રાખી.

પણ દુનિયાના મનનું સમાધાન થઈ શક્યું નહિ. ગોપાળ એક વિલાસી સ્વભાવનો વિધુર: જમના એક અપરૂપ સૌંદર્યવતી ત્યક્તા: બન્નેની યુવાવસ્થા. આથી વધારે લોકોને શું જોઈએ? લોકોએ વાત વહેતી મૂકી. જમના પવિત્ર હોવાનું લોકો પાસે કંઈ કારણ નહોતું; માટે એને અપવિત્ર માનવામાં આવી. એ નિર્દોષ યુવતીને લોકોએ કલંકની જવાળામાં હોમી દીધી!

આવી વાતને ફેલાતાં પણ શી વાર? વાત ફરતી ફરતી પંકજને કાને આવી. એનું કોમળ અંતર ફફડી ઊઠ્યું: 'આવો અનાચાર!'

એણે ત્યારથી ગોપાલને ત્યાં જવાનું બંધ કર્યું.

જમનાનો સ્વભાવ પ્રેમાળ અને માયાળુ હતો. પંકજ પ્રત્યે તે ખાસ મમતા રાખતી. એક વાર જમનાએ પોતાની પૂર્વકથા પંકજને કહી સંભળાવી, તેની પાસ પોતાનું હૃદય ખોલ્યું, ત્યારે પંકજને તેના પ્રત્યે સહાનુભૂતિ અને સદ્ભાવ પ્રગટ્યાં હતાં. એના દુ:ખે તે દુ:ખી બન્યો હતો. પંકજના આગ્રહને વશ થઈને તે એક વખત તેને ઘેર આવી હતી. પંકજે તેની માતાનો સીવવાનો સંચો વેચીને સરોજ માટે એક હાર્મોનિયમ ખરીદ્યું હતું; તે પર સરોજે બે ત્રણ ગીત વગાડ્યાં હતાં; અને જમનાએ વાજાં સાથે ગીત ગાયાં હતાં; શો મધુર એનો કંઠ હતો! કેવા કોમળ એના મનોભાવ હતા! કેવી લાગણીવશ એની મુખમુદ્રા હતી! કેવી મમતા એની આંખમાંથી ઝરતી હતી! પંકજને થયું કે, તે આ નિરાધાર જમનાને મોટી બહેન તરીકે પોતાને ત્યાં આશ્રય આપી શકે, તો કેવું સારું! પણ એની ગરીબી એને અસહાય બનાવી દેતી, અને આ મધુર સ્વપ્ન ક્ષિતિજ પાછળ અસ્ત પામતું.

આવી પ્રેમાળ જમના વિષે સાંભળેલી વાતોથી તેને ઘણું દુ:ખ થયું. જમનાનું પવિત્ર મુખ, એના પવિત્ર વિચારો, એની પવિત્ર દૃઢતા, એ બધું ક્યાં અલોપ થઈ ગયું? જમના આ માર્ગે કેમ જઈ શકી હશે? પાપી ગોપાળે તેને લોભાવી હશે? તે કશી કલ્પના કરી શક્યો નહિ. અને છતાં, 'લોકો કહે છે' એમાં સત્યાંશ પણ હોય; અતૃપ્ત યૌવન એને વિલાસને માર્ગે ઘસડી પણ ગયું હોય; કપટી ગોપાળે એને પોતાની જાળમાં ફસાવી પણ હોય! એણે એ વિષે બહુ વિચાર કર્યા વિના ગોપાળને ત્યાં જવાનું બંધ કરી દીધું.

થોડા વખતમાં વિદ્યાપીઠની પરીક્ષા આવી પહોંચી. પંકજે તનતોડ મહેનત કરી. રાત્રિના ઉજાગરા તો ચાલુ જ હતા. સરોજે ઘરનો બધો કારભાર ઉપાડી લીધો હતો. પંકજની એક પળ પણ ન બગડે, તે માટે એ પૂરતી કાળજી રાખતી. બજારમાંથી વસ્તુઓની ખરીદી કરવાનું પણ જાતે જ શરૂ કર્યું હતું. પંકજે ગોપાળનું કામકાજ છોડી દીધું, એથી પણ તેને સંતોષ થયો હતો.

પરીક્ષાના દિવસોમાં સરોજે પંકજની બધી સગવડો સાચવી. જમવાનું વખતસર તૈયાર જ હોય. નાહવાનું પાણી, ટુવાલ અને કપડાં તૈયાર જ પડયાં હોય. ચોપડીઓ વ્યવસ્થિત ગોઠવાયેલી હોય. પેન્સીલ અને ફાઉન્ટન પેન પણ સાફ જ હોય.

આટલી સરોજની કાળજી અને પંકજની મહેનત છતાં, ધાર્યું પરિણામ ન આવ્યું. પંકજ પાસ તો થયો, પણ ત્રીજા વર્ગમાં. તેને મૅટ્રિકનું પ્રમાણપત્ર તો મળ્યું, પણ શિષ્યવૃત્તિ ન મળી. તેને માટે મહાશાળામાં જવાનું અશકય બન્યું.

સરોજે ઘેર અભ્યાસ કરી ચોથા ધોરણની પરીક્ષા માંડ પાસ કરી. હવે તેણે શાળામાં પાંચમા ધોરણનો અભ્યાસ ચાલુ કર્યો, અને પંકજે નોકરી શોધવાનું શરૂ કર્યું.

## પ્રકરણ છઠ્ઠું..............................નોકરીનો ઉમેદવાર

**પરીક્ષાને** ઉંબરે ઊભેલો વિદ્યાર્થી ભાવિ જીવનનાં સોનેરી સ્વપ્નાં રચતો હોય છે. તેની દૃષ્ટિ સમક્ષ સમૃદ્ધ કચેરી અને ચપરાસ પહેરીને ઊભા રહેલા પટાવાળાઓ દેખાય છે. ટેલિફોન અને 'કૉલ બેલ'ના ભણકારા વાગે છે અને મોટરનાં હૉર્ન આહ્વાન કરતાં સંભળાય છે. પરંતુ પરીક્ષા પસાર કરી, નોકરી શોધવા નીકળેલા જુવાનને હલકા લોકોની ખુશામત કરતાં અને મૂર્ખ માનવીઓ પાસે લાચારી કરતાં, જે કડવા અનુભવો થાય છે, ઉદ્ધત જવાબો સાંભળવા પડે છે, ક્રૂર મશ્કરી અને અટ્ટહાસ્યને સહેવાં પડે છે, ત્યારે જ તેને જીવનની કઠોર વાસ્તવિકતાનો સાચો ખ્યાલ આવે છે.

નોકરી શોધવા માટે પંકજ કચેરીઓનાં પગથિયાં અને પેઢીઓના ઉંબરા ઘસી રહ્યો હતો. એની પાસે વેપાર કરવા જેટલી પૈસાની કે અનુભવની મૂડી નહોતી. તે સ્વતંત્ર ઉદ્યોગ કરી શકે, તેટલું ઉદ્યોગનું શિક્ષણ પણ તેણે મેળવ્યું નહોતું. વેપારી પેઢીમાં કામ કરવા માટે જોઈતી લાગવગ કે પ્રતિષ્ઠા તેની પાસે નહોતી. સરકારી નોકરી તરફ એને અરુચિ હતી. આથી ઘણા વખત સુધી એને બેકાર રહેવું પડયું.

બે લાખની વસ્તીવાળા આ શહેરમાં તેને બે જ માણસનો પરિચય હતો : ગોપાળ અને વિનાયક. ગોપાળની લાગવગ વેપારી આલમમાં મોટી હતી; પણ તેને ત્યાં જવાનું છોડી દીધા પછી, એની ગરજ કરવા જવું, તેને ગમ્યું નહિ. વિનાયકની મુખ્ય લાગવગ સરકારી અમલદારોમાં હતી; પણ સરકારી નોકરીમાં જોડાવાની પંકજની ઇચ્છા નહોતી. છેવટે થોડી રખડપટ્ટી પછી વિનાયકે તેનો એક વકીલ સાથે મેળાપ કરાવી દીધો.

વકીલ મહાશય એને વગર પગારે કારકુન તરીકે રાખવા તૈયાર હતા ! તેણે પંકજને કહ્યું: ' જુઓ, ભાઈ! બહુ અગત્યનો, કૉર્ટ અને કાયદાનો અનુભવ તમને મળી શકે, એવું કામ મારે ત્યાં છે. પગારનું ધોરણ હું નથી રાખતો; પણ અસીલો પાસેથી નકલો લખાવવાના અને ટાઈપ કરાવવાના પૈસા હું તમને અપાવી શકું. એ રકમ શરૂઆતમાં જ મહિને પચીસ ત્રીસ રૂપિયા જેટલી થશે. મારું ટાઈપ મશીન તમે મફત વાપરી શકશો. સ્ટેશનરીનું પણ ખર્ચ હું ભોગવી લઈશ. તમને દરેક રીતે સહાય કરવા હું ઉપયોગી થઈશ. સમજ્યા કે ?'

'હા, જી. મારે આપને ત્યાં ઉમેદવારી કરવાની.'

' હાં. '

'અને આપનું અંગત જે કંઈ કામ કરું, તેનું કંઈ વળતર ન મળે !' પંકજે સ્પષ્ટતા માગી.

'હા. એમ જ.'

'એ તો નહિ પોસાય.' પંકજે ચોખ્ખું સંભળાવ્યું.

'હા હા હા આ !' મોટેથી હસીને વકીલ બોલ્યા : ' જુઓ મિસ્ટર પંકજ ! તમે રહો, ન રહો, એ તમારી મરજી. પણ

હકીકત બરાબર સમજી લો. મારા અસીલોનું જે કંઈ કામ તમે કરો, તેનું મહેનતાણું તો તમને મળવાનું જ. અને તમને એ કામ અપાવું, એને માટે મારા ખર્ચે બધી સગવડો આપું, તેનું કંઈ કમિશન મારે તમારા પર ચાર્જ કરવાનું નહિ. પણ માત્ર મારું થોડું કામ કરવાનું. તમે જરા લાંબી દૃષ્ટિએ વિચાર કરતાં શીખો. મેટ્રિક થયા છો ને? વાહ વાહ! ત્યારે શું? અહીંનો અનુભવ, અને કાયદાનું વાચન. પુસ્તકો જોઈએ, તે મારે ત્યાંથી લઈ જજો. બરાબર મહેનત કરો, તો બે વર્ષે વકીલાતની પરીક્ષા આપી શકો, અને આ જ ખુરશી પર બિરાજી શકો. કૉલેજમાં છ વર્ષ ભણો, અને ત્રણ-ચાર હજાર રૂપિયા ખર્ચો, ત્યારે 'એલ. એલ. બી.' થઈ શકો. આ તો કંઈ ખર્ચ જ નહિ, અને વધુમાં પચીસ-ત્રીસ રૂપિયા મળે! આવી તો કોઈ 'લાઈન' નથી, મારા મહેરબાન! શું સમજ્યા?'

વકીલનું લાંબુ ભાષણ સાંભળી પંકજ વિચારસાગરમાં તણાયો. એની આંખ સામે સુંદર ભવિષ્ય ખડું થયું. એણે કહ્યું: 'ભલે સાહેબ! હું સ્વીકાર કરું છું. પણ ઉમેદવારીમાં જે કંઈ મને મળે, તે સીધું અસીલ તરફથી જ મળવું જોઈએ.'

'હા હા આ!' હસીને વકીલ બોલ્યા. 'એની ક્યાં ના છે? એમાંથી મારે ઓછું જ કમિશન ખાવાનું છે! તમે બહુ હોશિયાર છો, હો! ક્યાંય છેતરાઓ એવા નથી. શું સમજ્યા? હં. ત્યારે, આવશો ક્યારથી?'

'કાલ સવારથી જ.'

'બહુ સરસ! પછી હું તમને રફતે રફતે કાયદાના અભ્યાસે પણ ચડાવી દઈશ. શું સમજ્યા?'

કચેરીની પાછળ વકીલનું ઘર હતું, અને વચ્ચે એક બારણું હતું. બારણાનો પડદો ખસેડી, 'પિતાજી!' કહેતી, વકીલની છોકરી ઘરમાંથી કચેરીમાં આવી, અને બાપાનું કાંડું પકડ્યું.

'ભીતર ચલી જા !' વકીલે છોકરીનો હાથ તરછોડતાં કહ્યું.

'પિતાજી ! બાબા બહુત રોતા હૈ ! મેરી મા કહતી હૈ કિ મુન્શીજીકો ભેજો ને, ઉસકો સુલા દે ! '

વકીલ મહાશય આદેશ આપે, તે પહેલાં જ પાસેના ખુણામાં ખુરશી પર બેઠેલો ઉમેદવાર તેની હંમેશની ફરજ કેલ્લીવાર બજાવવા ઊભો થયો, અને 'તમારાય આ હાલ થવાના છે !' એમ સૂચવતી દૃષ્ટિ પંકજ પર ફેંકી, વચ્ચેનો પડદો ખસેડી ઘરમાં દાખલ થયો.

'આ અમારા જૂના મુન્શી કાલથી છુટા થાય છે.' નિવૃત્ત થતા ઉમેદવાર તરફ દૃષ્ટિ ફેંકી વકીલે કહ્યું. 'તમારે તેમની જગ્યાનો ચાર્જ સંભાળવાનો છે. શું સમજ્યા ?'

'ચાર્જ સંભાળવાનો.'

'કાલે સવારના એ આવશે. તમારે શું શું કામ કરવાનું છે, તે તેમની પાસેથી જાણી લેજો. શું સમજ્યા ?'

'જાણી લઈશ.'

પછી પંકજે રજા લેતાં કહ્યું: 'નમસ્તે !'

'નમસ્તે. આવજો. શું સમજ્યા ?'

'કાલે આવવાનું.'

'હા. આવજો. વખતસર. શું સમજ્યા ?'

હવે જ પંકજ સમજ્યો કે વકીલ કહે છે, તેમાં કંઈ સમજવાનું નહોતું. વકીલ મહાશયને 'શું સમજ્યા ?' કહેવાની માત્ર ટેવ જ હતી. પંકજ એમને નમસ્કાર કરી, પગથિયાં ઊતરી, જૂના ઉમેદવારની દશા અને સૂચક દૃષ્ટિ પર વિચાર કરતો, અને એ સ્થિતિમાંથી કેમ ઊગરવું, તેની યોજના ઘડતો, ઘેર ગયો.

## પ્રકરણ સાતમું ........................................નગર ત્યાગ

**જમના** ગોપાલની અનેક નમ્ર વિનવણીઓ અને મોહક લાલચોને પાછી વાળી, પોતાની પવિત્રતાનું રક્ષણ કરી રહી હતી, ત્યારે શહેરમાં એના નામ પર કલંક કથા રચાઈ રહી હતી, અને એ પવિત્ર નારી પ્રત્યે તિરસ્કાર ફેલાઈ રહ્યો હતો. આ કલંક કથાના કેટલાક સૂરો લંબાતા, ફેલાતા, જમનાના કાન સુધી પણ પહોંચ્યા હતા, અને તે સાંભળીને એને અપાર વેદના થઈ હતી. એનું પવિત્ર કોમળ હૃદય વિદીર્ણ થઈ ચૂક્યું હતું. એની ભૂખ ઊડી ગઈ હતી, તરસ સુકાઈ ગઈ હતી, અને ઊંઘ નાસી ગઈ હતી. એનું યૌવન, અને એનું સૌંદર્ય લોકસમૂહની આંખમાં ખૂંચતું હતું, અને એના નિષ્કલંક ચારિત્ર્ય ઉપર આક્ષેપોનો વરસાદ વરસતો હતો.

પતિએ વિના વાંકે ઘરમાંથી હાંકી કાઢી. સમાજે એને વિના વાંકે કલંકિત કરી હતી. હવે એણે ક્યાં જવું ! શું કરવું ? જ્યાં જશે ત્યાં સૌંદર્ય અને યૌવન સાથે જ આવવાનું. આ સૌંદર્યે અને યૌવને જ એને હેરાન પરેશાન કરી મૂકી હતી ! 'સૌંદર્યને બાળી મૂક્યું હોય તો ? યૌવનને નષ્ટ કર્યું હોય તો ?' એનું મગજ ભમવા લાગ્યું.

'તો બધી પીડા ચાલી જાય.' અહા! પ્રકૃતિની આ રમ્ય ભેટ, અબજોની દોલત ખર્ચતાં પણ ન મળી શકે, એવી અમૂલ્ય ભેટનો નાશ કરવા તે તત્પર થઈ! પણ દેહનો નાશ કર્યા વિના એનો નાશ કેમ થાય?

જીવનથી હવે તે કંટાળી ગઈ હતી. આ જગતમાં એનું હવે કોણ હતું? હા, હતી એક કન્યા, સુકુમાર અને નિર્દોષ. એને ખાતર તો એ જીવી રહી હતી. એ એનું જીવનસર્વસ્વ હતું. આ વિશાળ જગતમાં એનું એ રત્ન એના વિના ક્યાંય રગદોળાઈ જાય!

એણે નિશ્ચય કર્યો હતો, જીવવાનો અને એની પુત્રીને જીવાડવાનો. આ અનુપમ લાવણ્ય, ઊછળતું યૌવન, મોહક કંઠમાધુર્ય, પ્રકૃતિની એ વિશિષ્ટ કલા શા માટે નાશ પામે? પતિની મૂર્ખતા માટે એણે શા માટે સહન કરવું? સમાજના અજ્ઞાનજન્ય તિરસ્કારની એણે શા માટે દરકાર કરવી? અન્યાયી સમાજને આટલું મહત્ત્વ શા માટે આપવું? પોતે નિર્દોષ હતી, પતિ દોષિત હતો. પોતે નિષ્પાપ હતી, સમાજ પાપી હતો. પોતાને ડરવું, શરમનું કોઈ કારણ નહોતું. એણે નિશ્ચય કર્યો, સમાજની સામે હિંમતપૂર્વક જીવવાનો.

એ ગોપાળને મળી. પૂછ્યું: 'તમે તે દિવસે મારા દેહની માગણી કરી હતી, ખરું ને? અને મેં તેનો અસ્વીકાર કર્યો હતો. શા માટે? જાણો છો? છૂપા પાપને હું ધિક્કારતી હતી. હું પતિવ્રતા હતી. મારા ધર્મનું હું રક્ષણ કરવા માગતી હતી. આજે મેં જાણ્યું કે, મારે પતિ જ નથી, તો હું પતિવ્રતા શાની? હું ત્યક્તા છું. પતિએ મને ત્યજી દીધી છે. હવે તેનો મારા પર કોઈ અધિકાર નથી રહ્યો. હું મુક્ત છું; સ્વતંત્ર છું. મારી ઈચ્છામાં આવે તેમ કરી શકું છું. હું મારો દેહ તમને સોંપવા આજે તૈયાર છું. કહો, તમે સ્વીકારવા તૈયાર છો ને?'

ગોપાળ જમનાના પ્રશ્નને બરાબર સમજી શકયો નહિ. જમનાને આજે શું થયું હતું? એક વખતે તેની માગણીનો તિરસ્કાર કરનાર જમના, જ્વાળામુખીની મૂર્તિ, આજે ચંદ્ર જેવી શીતળ બનીને, તેને શરણે કેમ આવી રહી છે! એણે જમનાને કશો ઉત્તર ન આપ્યો.

'કેમ મૌન ઊભા છો? મારો દેહ હું તમને સોંપવા આવી છું. પણ હું એને અભડાવવા નથી માગતી. સંયમથી હું થાકી નથી! વિલાસની વૃત્તિ મારા મનમાં જાગી નથી! છૂપું પાપ કરવા હું માગતી નથી. હું તો લગ્ન કરીને પત્નીપદ માગું છું. સમાજની આંખ સામે છાતી કાઢી, જીવવા માગુ છું. કહો, ગોપાળદાસ! મને સ્વીકારવાની ઈચ્છા છે? તાકાત છે?'

ગોપાળ શો ઉત્તર આપે? એનું મન પાપી હતું. સમાજનો એને ડર હતો. જમનાને ઘરમાં રાખીને સમાજના શત્રુ થવાની એની તાકાત નહોતી. એ ઈચ્છતો હતો, છૂપી વાસનાતૃપ્તિ. પણ જમના તો એની વાસનાને તાબે થાય એમ નહોતી. છતાં એણે યત્ન કરી જોયો :

'જમના! તું ત્યક્તા છે. તારા પતિએ તને છોડી દેવા છતાં, તું એની પત્ની છે, અને એ હયાત છે. હું ખુલ્લી રીતે તો તારી સાથે લગ્ન કેમ કરી શકું! સમાજનો કંઈ મને ડર નથી; પણ ત્યક્તા સાથે કાયદેસર લગ્ન ન થઈ શકે. મને તારી દયા આવી, એટલે તને નોકરી આપી. એક પગલું આગળ ભરીને તારી સાથે હું સંબંધ રાખું. હું તને ચાહું છું. મારા દિલમાં હવે વાસના નથી રહી; હું તો પ્રેમ માગું છું. સાથે તો આપણે નહિ રહી શકીએ. પણ આપણાં મન અને હૃદય એક થઈ શકે. તારું આ યૌવન અને સૌન્દર્ય એળે જતું, કરમાઈ જતું, હું જોઈ શકતો નથી. ખરેખર, મને તારી દયા

આવે છે. હું તને બીજા સર્વ પ્રકારે આધાર આપવા તૈયાર છું, જમના !'

'માફ કરો, ગોપાળદાસ !' જમનાએ બે હાથ જોડી કહ્યું. 'હું તમારી દયા ઉપર જીવવા માગતી નથી. પ્રેમની વાતોથી હું ફસાવાની નથી. પ્રેમ ત્યાગ માગે છે, ગોપાળદાસ ! ભોગ નહિ ! હું આ ઘરને, આ શહેરને છોડી જવા માગું છું. મને આજ સુધી મારા પતિનો જ દોષ દેખાતો હતો; પણ એ બિચારો સમાજનું એક અંગ છે ! સમાજ આખો દોષિત છે, ત્યાં એનો એકલાનો શો દોષ કાઢું ? આ ભૂમિ પર હવે હું રહી શકું એમ નથી. મેં દોષ કર્યો હોત, તો સમાજની ટીકાઓને હું બેશરમ બનીને પણ સહન કરત. પણ હું નિર્દોષ હોવા છતાં; મારા પર તૂટી પડેલા આક્ષેપોના વરસાદને હું ઝીલી શકતી નથી. હું વતનમાં પાછી જઇશ. મજૂરી કરી કમાઈશ; પણ પાપ માર્ગે તો નથી જવાની !'

ગોપાળ મનમાં હસી રહ્યો. એને ખાતરી હતી કે, જમનાનું યૌવન અને સૌંદર્ય એને છોડવાનું નથી. એણે એક દિવસ એના દેહને વેચ્યે જ છૂટકો થવાનો છે ! એ મજૂરી કરવાની છે ! એને ખબર નથી કે, આ ઊજળા દેખાતા સમાજમાં એવા બગલાઓ ચોતરફ ભમી રહ્યા હોય છે, જે લાચાર અને નિરાધાર અબળાઓની નબળાઇનો પૂરો લાભ ઉઠાવવા તૈયાર હોય છે. કારખાનામાં મજૂરી કરતી કે મકાન બાંધવા ટોપલા ઊંચકતી સ્ત્રીઓ, એમના મુકાદમો, કે ઈજારદારોના હવસનો ભોગ બનતી હોય છે ! શહેરની સુધરેલી હવામાં નોકરી કરતી 'ટાઇપિસ્ટ' છોકરીઓ, કે દેશી રિયાસતની દાસીઓ, એના માલિકોની માગણીને નકારવાનું જોખમ સમજે છે. પણ એ સત્ય આજે જમના સમજી શકે એમ નહોતું; તેથી ગોપાળે કશા વિવેચન વિના જમનાને એનો પગાર સોંપી દઇને રજા આપી.

જ્યારે પંકજે જાણ્યું કે, જમના ગોપાળને ત્યાંથી છૂટી થઈ

છે, એટલું જ નહિ, પણ તે તેની દીકરીને લઇને ઇંદોર છોડી દેશમાં ચાલી ગઈ છે, ત્યારે તેને વિસ્મય થયું. લોકવાયકા પર આધાર રાખીને પોતે એને કલંકિત માની હતી. જમના ચાલી ગઈ, તે એનું પાપ છુપાવવવા, કે જુઠ્ઠી લોકનિંદાનો ત્રાસ સહન ન થવાથી, આ શહેર પ્રત્યે તિરસ્કાર ઊભો થતાં, તે શહેરને ત્યજી ગઈ, એ પંકજને ન સમજાયું. પંકજને મન એ કોયડો જ રહ્યો કે, જમના ખરેખર દોષિત હતી કે નહિ !

## પ્રકરણ ૮ મું..............................ટિળક-જયન્તી

વકીલ વીરનારાયણને ત્યાં નોકરીનું નક્કી થયા પછી, બીજે દિવસે પંકજે તેમને ત્યાં નિયમિત જવાનું શરૂ કર્યું. વકીલ મહાશયની કચેરીમાં જૂનો કારકુન બેસતો, તે ટેબલ–ખુરશી પર હવે પંકજ બેસતો. હિંદી અને અંગ્રેજીમાં નકલો કરવાનું, અને કાગળિયાં ટાઇપ કરવાનું તેનું મુખ્ય કામ હતું. અસીલો તેને 'મુન્શીજી! સલામ' કહી, બાજુની ખુરશી કે જાજમ પર તેમના મોભા પ્રમાણે બેસતા; અને પોતાનું કામ ઉતાવળે કરી આપવા પંકજને વિનવતા. તેઓ એને બહાર મળતા, ત્યારે વિનયપૂર્વક નમન કરતા અને કહેતા: 'મુન્શીજી! કૃપા કરકે હમારી સાથ ચલીએ!'

'કહાં ચલના હૈ?'

'ઇધર હી! કુછ સોડાલેમન પીને કે લિયે.' એમ કહી, અસીલો તેને આગ્રહપૂર્વક હૉટેલમાં લઈ જઇ, તેનું યોગ્ય સન્માન કરતા. પછી પાન તૈયાર કરાવી કહેતા: 'બાબુ સાહબ! આજ હી હમારી નકલ લિખ દોગે ન?'

પંકજ અસીલનાં ચાપાણીનો અર્થ સમજતો, એમાં પોતાનું ગૌરવ માનતો, અને તેમનું કામકાજ ઉતાવળે કરી આપતો.

પરંતુ 'બાબુ સાહબ'ની સ્થિતિ અસોલો ગયા પછી કફોડી બનતી. અગિયાર વાગ્યે કચેરીનું કામ પૂરું થયા પછી, વકીલના ઘરનું કામ શરૂ થતું. શાકપાન લાવવાનું તો તે કચેરીના કામ પહેલાં જ પતાવી નાખતો. છોકરાંઓ માટે નોટ–પેન્સિલની ખરીદી પણ ત્યારે જ કરી લેતો. વકીલપત્ની માટે તેલ અને બંગડીઓ લાવી આપવાનું, કપડાં માટે દરજીને ત્યાં અને સાડીઓ રંગાવવા રંગરેજને ત્યાં જવાનું—વગેરે કામ કરતાં બપોરનો એક–દોઢ થઈ જતો. વળી આ જાતનું કામ તેને જરા પણ ગમતું નહિ. તેમાંયે વકીલપત્નીનો ઠપકો સહન કરવો પડે, ત્યારે તેનું માથું ફરી જતું. છોકરાંઓને પણ વકીલ મહાશયે વિનય-વિવેકનું શિક્ષણ નહિ જ આપ્યું હોય, એમ તેમના વર્તન પરથી જણાઈ આવતું. વકીલના ઘરમાં સભ્યતાનું તો નામનિશાન નહોતું.

આવા પ્રસંગોમાં કેવી રીતે ધીરજથી કામ કરવું, અપમાનો ગળી જવાં, થોડું કામ ઝાઝું કરીને દેખાડવું, બહારના કામે જતાં ગાપચી મારી ઘેર જઈ આવવું, કે મિત્રો સાથે બાગબગીચામાં ફરી આવવું, અને કામ ન થઈ શકવા માટે સબળ્ડ બહાનાં ધરવાં, આ કળાથી પંકજ બિલકુલ અજાણ હતો. એટલે તે તો પહેલે મહિને જ હિંમત હારી ગયો, અને આ નોકરી છોડી દેવા માટે બીજે કોઈ સ્થળે ઠીક નોકરી મળી જાય, એની તપાસ કરવા લાગ્યો.

આમ જુલાઈ માસ પૂરો થયો, અને ઑગસ્ટની પહેલી તારીખ બેઠી. દરરોજ કચેરીએ નિયમિત આવનાર પંકજ આજે એક કલાક મોડો આવ્યો.

'કેમ, મુન્શી! મોડા આવ્યા?' વકીલે પ્રશ્ન કર્યો.

'આજે, સાહેબ! સરઘસમાં ગયો હતો.'

'શાનું સરઘસ?'

'ટિળક મહારાજની આજે જયન્તી છે. પહેલી ઑગસ્ટ!' પંકજે સાચો ઉત્તર આપ્યો.

'તમારા ટિળક-ફિળકની જયન્તીને અમારે શી લેવા દેવા? અહીં કામના ઢગ પડયા છે, તે કોણ તમારો ટિળક આવીને ઊકેલી દેવાનો છે? કયારે શાક આવશે, ને કયારે છોકરાં જમીને નિશાળે જશે, એનો કંઇ ખ્યાલ કર્યો?'

'સાહેબ! ટિળક મહારાજ મારા એકના નહિ, મારા, તમારા, ને દેશ સમસ્તના છે. એ તો લોકમાન્ય છે.' પંકજે ઉત્તર આપતાં કહ્યું. 'એમના વિષે આવા શબ્દો આપના મુખમાં શોભતા નથી. ગુનો મેં કર્યો છે, તો બે ગાળ વધુ દેવી હોય, તો મને જ દોને!'

'તમારું ભાષણ સાંભળવા મેં તમને અહીં નથી રાખ્યા! શું સમજ્યા? શાકની ઝોળી હાથમાં લો, મુન્શી!' વકીલે ઉશ્કેરાટમાં કહ્યું. છોકરાઓ વાદવિવાદ સાંભળવા ઘરમાંથી કચેરીમાં આવી લાગ્યા હતા, તેમના તરફ આંગળી ચીંધી વકીલે ઉમેર્યું: 'આ તમારા 'કાકા' આજ નિશાળે કયારે જશે?'

'કાકા' શબ્દ સાંભળતાં જ પંકજનો મિજાજ ગયો. 'કાકા જાય જહન્નમમાં! સંભાળી લો આ તમારી નોકરી!' કહી, તે ટેબલ તરફ વળ્યો. છુટ્ટાં કાગળિયાં ફાઇલોમાં નાખ્યાં, અને વકીલ મહાશયના પગ પાસે જમીન પર ફાઇલો પછાડી, તે ચાલતો થયો.

'અરે! મુન્શી!' વકીલે તેને રોકવા હાથ લાંબો કરી, આડો ધર્યો.

'નહિ સાહેબ! ઘણું થયું!' કહી, તેણે વકીલનો હાથ એક ઝાટકો મારી વચ્ચેથી દૂર કર્યો, અને સડસડાટ પગથિયાં ઊતરી ગયો.

પંકજ ફરી બેકાર બન્યો. એકની એક લાગવગથી મળેલી નોકરી તે આજ ગુમાવી બેઠો. તાત્કાલિક કોઈ નવી નોકરી મળવાની તેને આશા પણ નહોતી. વકીલનો ઠપકો તેણે મૂંગે મોઢે સહી લીધો હોત, અને પછી બીજી નોકરીની ગોઠવણ કર્યા પછી જ અહીંથી છૂટો થયો હોત, તો તેને ફરી બેકાર બનવું ન પડત. ઠપકો તો તે સહી લેત, પણ સ્વર્ગસ્થ ટિળક મહારાજનું અપમાન તે કેમ સહી શકે? સરઘસમાં સાંભળેલો 'લોકમાન્યનો જય' નો નાદ હજુ તેના કાનમાં ગુંજતો હતો. 'સ્વરાજ્ય મારો જન્મસિદ્ધ હકક છે' એ ઘોષણાના પડઘા હજુ પડી રહ્યા હતા. ટિળક મહારાજના આત્મભોગનાં દૃષ્ટાંતો, અને તેમના કારાવાસની કથા એક વાર તેની માતાએ તેને કહી સંભળાવી હતી, ત્યારે દેશને માટે ખપી જવાની ભાવના તેના બાલહૃદયમાં જાગી હતી. દેશને માટે ફના થઈ જવાની ભાગ્યશાળી પળની તે, ત્યારથી રાહ જોતો હતો. આજે એક નાની સૂની પળ આવી હતી, એ પ્રખર મહાત્મા પુરુષના સ્વમાનના રક્ષણની. એમનું અપમાન સહન કરવા કરતાં નોકરી છોડવાનું એણે શ્રેષ્ઠ ગણ્યું હતું. એ વંદનીય આત્માના નામ ઉપર આજે એણે થોડો આત્મભોગ આપ્યો હતો. કર્તવ્યપાલનનો આત્મસંતોષ એના મનને આનંદ આપી રહ્યો. 'નોકરી છોડી, એમાં શી મોથ મારી?' ટિળક મહારાજના નામ ઉપર તેના દેહનું બળિદાન અપાઈ જાત તોયે કંઈ વધારે નહોતું.

એમ વિચાર કરતો તે ઘર તરફ આવતો હતો. સરઘસને અન્તે શિવચરણ શર્માએ કરેલી ઘોષણા તેના મગજમાં ગુંજતી હતી: 'ટિળક મહારાજનો આત્મા હિન્દના પ્રત્યેક જુવાન પાસે ત્યાગ અને સેવાની આશા રાખી રહ્યો છે; ટિળક મહારાજના નામે આજે પ્રત્યેક જુવાન દેશને ખાતર ખપી જવાની પ્રતિજ્ઞા લે; અને એ લોકમાન્ય મહાપુરુષના સૂરમાં સૂર મિલાવી, પ્રચંડ ઘોષણા કરે: સ્વરાજ્ય મારો જન્મસિદ્ધ હક્ક છે!' શર્માજીના વ્યાખ્યાનના આ છેલ્લા

શબ્દો પંકજના સ્મરણપટ પરથી હજુ ભુંસાયા નહોતા. ટિળક મહારાજને નામે નોકરી છોડવાથી એનું હૃદય ગર્વથી ફુલાતું હતું. એનો આનંદ મનમાં સમાતો નહોતો.

ચાલતાં ચાલતાં પોતાના ઘરના માર્ગ ઉપર તે આવી પહોંચ્યો. ઘર જોતાં સરોજ યાદ આવી. તેણે નક્કી કર્યું કે, સાંજ સુધી સરોજને નોકરી ગયાની વાત ન કરવી. રાત્રે નિરાંતે એને સમજાવી લેવાશે.

પણ...ઘરમાં ઘી નથી, તેનું શું કરવું ? આજે વકીલને ત્યાં જમા રાખેલ અસીલોના મહેનતાણાની રકમ તેને મળવાની હતી અને તેમાંથી ઘી લાવવાનું હતું. ક્રોધમાં તે નોકરી છોડી ચાલ્યો આવ્યો, અને ચડેલી રકમ પણ માગી નહિ. ઘરનાં પગથિયાં ચડતાં તેણે નિશ્ચય કર્યો કે, 'આજે ઘી વિના ચલાવી લેવું. ટિળક મહારાજે જીવનભર કારાવાસ વેઠ્યો હતો. આજે હું એક દિવસ ઘી વિના ચલાવી લઈશ. સરોજને પણ સમજાવી લઈશ.'

ઘર ઉઘાડી, અંદર દાખલ થયો. સામે ટાંગેલા 'કેલેન્ડર'માં '૩૧ મી જુલાઈ'નું પાનું લટકતું હતું, તે ફાડી નાખી ફેંકી દીધું; અને ખીસામાંથી ફાઉન્ટન પેન કાઢી, '૧ લી ઑગસ્ટ'ના પાના ઉપર તેણે લખ્યું: 'સ્વરાજ્ય મારો જન્મસિદ્ધ હક્ક છે'—લોકમાન્ય ટિળક.

પછી કપડાં ઉતારી, તે રસોડામાં ગયો, અને ચૂલો સળગાવી પાંચ–છ ભાખરી ટીપી નાખી. ગઈ સાંજે લાવેલાં વેંગણ પાણિયારા પર પડયાં હતાં, તે સુધારીને શાક વઘારી નાખ્યું. પછી તે બહાર ઓટલે આવીને બેઠો.

ઓટલે બેઠાં ફરી તેને નોકરીના વિચારો આવવા લાગ્યા. હવે વિનાયક પાસે જવાય કેમ ? એને શો જવાબ આપવો. સ્વરાજ્યની

વાતો એના સિપાઈ-મગજમાં ઊતરી શકે નહિ. આ મૂર્ખાઈ બદલ તેની પાસેથી માત્ર ઠપકો જ મળે.

'અને ગોપાળદાસ! છટ્! એનું મોઢું કોણ બોલાવે? એની ગરજ કરવા કરતાં ભૂખે મરવું સારું!'

માધ્યમિક શાળાના આચાર્ય સાથે તેને સારો પરિચય હતો. ગણપતરાવ ફડકે એને સારા વિદ્યાર્થી તરીકે ઓળખતા હતા, અને જો તે તેમને મળે, તો વીસપચીસ રૂપિયામાં શિક્ષકની નોકરી તેને મળી જાય. પંતુજીગીરી પ્રત્યે તેને પ્રથમથી જ અણગમો હતો, છતાં બીજી નોકરીને અભાવે પંતુજીગીરી સ્વીકારવાનો તેણે નિર્ણય કર્યો.

જેમ ગોપાળ પ્રત્યે એને ઘૃણા હતી, તેમ ગોપાળને પણ એના પ્રત્યે ચીડ હતી. પંકજે જમનાના સંબંધમાં વાતો સાંભળી તેનું કામ છોડી દીધું, ત્યારે ગોપાળે ધાર્યું કે, એને કોઈ સારી નોકરી મળી ગઈ હશે, માટે તેનું કામ છોડી દીધું હશે. અને તેને ક્યાંથી અને કોની લાગવગે નોકરી મળી ગઈ, તે જાણવા તે ઉત્સુક હતો. આજે સહસા એને 'જેલરોડ' પરથી પસાર થવાનું બન્યું, ત્યારે તેને પંકજને મળીને શી સ્થિતિ છે, તે જાણવાનું મન થયું.

એ વખતે પંકજ રસોડામાં જઈ, શાક ઉતારીને, પાછો ઓટલે આવી બેઠો હતો. ગોપાળને જોતાં જ ઘરમાં ચાલ્યા જવાનો એણે વિચાર કર્યો; પણ ગોપાળ તદ્દન નજીક આવી પહોંચ્યો હતો, અને સામસામી દૃષ્ટિ પણ મળી ગઈ હતી. આ સ્થિતિમાં અંદર ચાલ્યા જવું, તેને વિવેકહીન લાગ્યું; એટલે ન છૂટકે વિવેક દર્શાવતાં તેણે કહ્યું: 'ઓહો! મામા! પધારો ને! કંઈ આ તરફ આજે?'

'હા, ભાઈ!' પગથિયાં ચડતાં ગોપાળે કહ્યું: 'ઘણા દિવસથી આવવાનું કરતો હતો; પણ શેઠની માંદગી અને કામના બોજાને લીધે નીકળાતું નહોતું. કેમ! છો તો બન્ને મજામાં ને?'

'હા. માસા.'

'ક્યાં છે બહેન?'

'નિશાળે ગઈ છે.'

'અને તું?'

'મેટ્રિક થઈને છોડી દીધું.'

'તે, હવે શું કરે છે?'

'નોકરીની શોધમાં છું.'

'મેં તો સાંભળ્યું'તું કે, તું કોઈ વકીલને ત્યાં રહી ગયો છે!'

'રહ્યો હતો; પણ આજે નોકરી છોડી દીધી.'

'કેમ?'

'કામ ન ફાવ્યું.'

'ન ફાવ્યું, એમ ચાલે, બેટા! વકીલને ત્યાં ટેબલ-ખુરશી પર બેસીને કાગળ પર લીટા તાણવા, એમાં શું ન ફાવે, તારા જેવા ભણેલા ગણેલાને?'

'એટલેથી નહોતું પતતું ઘરનું પણ કામ કરવું પડે!'

'એ પણ કરવું જોઈએ. વખત કેવો ખરાબ છે? જ્યાં જુઓ ત્યાં બેકારી, બેકારી!'

પંકજે ઉત્તર ન આપ્યો. ગોપાળ સાથે લાંબી ચર્ચા કરવાનું તેને પસંદ નહોતું.

'બીજે ક્યાંય તપાસ કરી?' ગોપાળે પૂછ્યું.

'ના.'

'સાંજે મને મળજે. શેઠને ત્યાં એક જગ્યા ખાલી છે. તને નામું માંડતાં આવડે છે, ખરું ને?'

'હા.'

'તો જરૂર સાંજે આવજે. તને ત્યાં ગોઠવી દઇશ.'

'સારું.'

એટલામાં સરોજ આવી, એટલે ગોપાળે તેને પૂછ્યું: 'નિશાળે જઇ આવી, બહેન?'

'હા, માસા!' નમસ્કાર કરી સરોજે કહ્યું અને પૂછ્યું: 'ક્યારે પધાર્યા?'

'હમણાં જ આવ્યો.'

'અંદર પધારો ને!'

'ના, બહેન. ઉતાવળમાં છું. હવે જઇશ.' કહી પગથિયાં ઉતરવા લાગ્યો. તેને વિદાય આપી, પંકજ અને સરોજ રસોડામાં આવ્યાં.

'સરોજ! તને ખબર છે, આજે ટિળક મહારાજની સંવત્સરી છે?' જમવા બેસતાં પંકજે પૂછ્યું.

'હા. આજે સવારે સરઘસ નીકળ્યું હતું.'

'એમનો ત્યાગ અનુપમ હતો.'

'હા. બાએ એમના વિષે કંઇક કહ્યું હતું.'

'શું કહ્યું હતું, યાદ છે?' પંકજે પૂછ્યું.

'યાદ નથી.'

'એમના ત્યાગની વાત કહી હતી. આજે એમની સંવત્સરીને દિવસે આપણે પણ ત્યાગ કરતાં શીખવું જોઈએ.' પંકજે કહ્યું.

'કેવી રીતે?'

'નાનો સૂનો પણ ત્યાગ કરીને.'

'ભલે તું કહે એમ કરીએ.'

'આજે ઘી ન ખાવું.' પંકજે દરખાસ્ત મૂકી.

'કબૂલ.' સરોજે કહ્યું.

'ચાલશે?'

'હા. ચાલશે.'

'જોઈએ ત્યારે.' પંકજે કહ્યું, અને ભાખરી તથા શાક પીરસ્યાં.

બન્નેએ જમવાનું શરૂ કર્યું. પહેલે જ કોળિયે જણાયું કે, લૂખું ખાવું, જરા મુસ્કેલ તો છે જ. પણ બન્નેએ મક્કમ નિર્ધાર કર્યો હતો. હસતાં હસતાં, પાણી પીતાં, બન્નેએ જમવાનું પૂરું કર્યું.

'કેમ ચાલ્યું ને?' સરોજે ગર્વસહિત પૂછ્યું.

'બિસ્કિટ જેવી મીઠી ભાખરી હતી, એટલે ચાલે જ ને!' પંકજે કહ્યું.

'નહિતર?'

'ગાડું અટકી પડત!'

'વાહ!' સરોજે કહ્યું. 'કાલે બાજરીનો રોટલો બનાવજે.'

'રોજ અખતરા ન હોય' કહી પંકજ ઊભો થયો.

સરોજ નિશાળે ગઈ. ઘરમાં ઘી નહોતું, અને તે લાવવાને પૈસા પણ નહોતા, એ વાત સરોજને અત્યારે કરવી, એ તેને ઠીક ન લાગ્યું. એટલે તેણે આ રમૂજ ઊભી કરીને પતાવ્યું.

વકીલને ત્યાં નોકરીનો સમય સવારના આઠથી બાર અને સાંજના ત્રણથી સાતનો હતો. તેથી એમ નક્કી કર્યું હતું કે, બપોરનું ભોજન પંકજે પકાવવું, અને સાંજની રસોઇ સરોજે તૈયાર કરવી. સરોજને આથી ઠીક રાહત મળતી.

જમીને થોડો આરામ લઇ, પંકજ એક ચિઠ્ઠી લખી, મેજ ઉપર મૂકીને, બહાર ગયો. સાંજે શાળાએથી આવીને સરોજે ચિઠ્ઠી વાંચી :

'બપોરનું શાક પડયું છે. પૂરીઓ તળી નાખજે. હું રાત્રે જરા મોડો આવીશ. તું જમી લેજે.'

પૂરીઓ તળીને સરોજ બીજા દિવસના પાઠ વાંચવા બેસી ગઈ. પંકજ વિના એકલું ભોજન કરવું તેને ભાગ્યે જ ગમતું.

તેણે પાઠ વાંચી નાખ્યા, પણ પંકજ ન આવ્યો. 'ગદ્ય-સંગ્રહ'માંથી બે-ત્રણ લેખો વાંચી કાઢ્યા. પથારી પણ પાથરી. અષાઢી પૂર્ણિમાનો ચંદ્ર અગાશીમાં પ્રકાશ–કિરણો પાથરી રહ્યો હતો. સરોજ ત્યાં જઇને બેઠી, અને મેઘમાળા પાછળ સંતાકૂકડી રમતા ચંદ્રને નીરખવા લાગી.

એવામાં પંકજ આવ્યો.

'જમી લીધું ને ?'

'ના. પાઠ વાંચી નાખ્યા. બીજું બધું કામ પતાવી લીધું.'

'સારું કર્યું.' કહી પંકજે કોટ ઉતાર્યો અને બન્ને જમવા બેઠાં.

'સરોજ ! આજે બપોરે મેં તને છેતરી!' પંકજે એકરાર કરતાં કહ્યું.

'ક્યારે ?'

'મેં તને લૂખું ખાવાનો પ્રયોગ કરવાનું કહ્યું, ત્યારે.'

'કેવી રીતે ?' વિસ્મય પામતાં સરોજે પૂછ્યું.

'આજે ઘરમાં ઘી નહોતું, એટલે પછી 'ત્યાગના અખતરા'નું બહાનું કાઢ્યું.'

'એમાં શું ખોટું થયું ?'

'હું જૂઠું બોલ્યો.'

'સારું થયું ! એક અખતરો થયો. ત્યાગનું ફળ મળ્યું. કરકસર થઈ.' સરોજે કહ્યું.

જમીને ઊઠ્યા, ત્યારે સરોજે પૂછ્યું: 'એ તો ઠીક; પણ આજે આટલું મોડું કેમ થયું ?'

'ઉપર ચાલ. વિગતથી કહું.' કહી પંકજ અગાશીમાં ગયો. સરોજ પણ પાછળ આવી. બન્ને શેતરંજી પાથરી બેઠાં.

પછી પંકજે આખા દિવસની કથની તેને કહી સંભળાવી. સવારનું ટિળક જયન્તીનું સરઘસ, વકીલ સાથે ઝરેલો ચકમક, નોકરીનો ત્યાગ, પગારની મુઝવણ, અને ગોપાળની ભલામણ—વગેરે વાત કહી.

'આ બધી વાત મને બપોરે કેમ ન કહી ?'

'લાંબી વાત કરવાનો ત્યારે સમય નહોતો, અને નિશાળે તને ચિંતા રહ્યાં કરત, એ જુદું.'

'સાંજે ક્યાં ગયો હતો ?'

'માસાના શેઠ દીનદયાળને ત્યાં. એમની પેઢીમાં એક જગ્યા ખાલી હતી, ત્યાં માસાની ભલામણથી મારી નિમણુક થઇ ગઈ.'

'પગાર ?'

'પગાર તો સારો છે: પચાસ રૂપિયા. પણ......'

'કેમ કંઇ વાંધો છે ?'

"વાંધો તો કંઈ નહિ. પણ મામાએ કહ્યું કે, 'નોકરી મળવામાં શેઠનો ભત્રીજો વચ્ચે નડે નહિ, માટે તેને રૂપિયા દોઢસો આપવાનું ઠરાવ્યું છે."

'લાંચિયો હશે !'

'કોને ખબર ? મને તો મામાનો વિશ્વાસ નથી આવતો. શેઠના ભત્રીજાને નામે પોતે જ દોઢસો રૂપિયા હજમ કરી જવાનું મને તો કાવતરું લાગે છે !'

'પછી તેં શું કહ્યું ?'

'મેં તો હા પાડી. બીજું શું કહું : એનાં કર્યાં એ ભોગવશે. એ પહેલાં હું મારા આચાર્યને મળવા ગયો હતો, શાળામાં નોકરી હોય તો. પણ ત્યાં તો એકકે જગ્યા ખાલી નથી; ને સ્નાતકો* વીસ–પચીસ રૂપિયે નોકરી કરવા જમીન–આસમાન એક કરે છે. એ સ્થિતિમાં આ પચાસ તો ઘણા સારા કહેવાય. ત્રણ માસનો પગાર એને બાળીશું, બીજું શું ? દોઢસો રૂપિયા માટે, માસિક પચાસની નોકરી જતી કેમ કરાય !'

'તે એટલા આપીશું ક્યાંથી ? ઘરમાં તો એક પાવલીયે નથી !' સરોજે સચિંત મુખે કહ્યું.

---

* ગ્રેજ્યુએટો

'મામાએ કહ્યું છે કે, હું હમણાં તેને આપી દઈશ. પછી તું પગારમાંથી વીસ–પચીસ દર મહિને મને ભરતો જજે.'

'પછી ?'

'મેં હા કહી. પહેલાં તો એ એમ માનતા હતા કે, આપણી પાસે બે–પાંચ હજારની મૂડી હશે. પણ મેં કહ્યું કે, રોજનું કમાઈને રોજનું ખાઈએ, એ સ્થિતિ છે. ત્યારે એણે હોતા સ્વીકાર્યા.'

'ઠીક કર્યું. આ જગતમાં લાંચરુશવત વિના કોઈ કામ જ થઈ શકતું નથી. ભલે ને આપણે લાંચરુશવતને ધિક્કારતા હોઈએ; પણ વખત આવ્યે આપણે જ લાંચ આપીને કામ સાધવું પડે છે.'

'સરોજ ! એ એક બચાવ છે. માનસિક નિર્બળતા છે. બા કહેતી હતી કે, બાપુજીએ એમની નોકરી દરમ્યાન એક પાઈની પણ લાંચ સ્વીકારી નથી ! એનાં આપણે સંતાન, લાંચ આપીને અસત્યને પોષી રહ્યાં છીએ. એ આપણી નિર્બળતા છે, એમ આપણે કબૂલ કરવું જ જોઈએ. અસત્યને અસત્ય તરીકે જ ઓળખવું જોઈએ, બહેન !'

'મારી ભૂલ થઈ, ભાઈ ! આપણો જ એ દોષ છે.' સરોજે કબૂલ કર્યું.

'પણ તેથી મામાનો દોષ ઓછો ઠરતો નથી. લાંચ લેનારને લાંચ લેવાની કોઈ ફરજ નથી પાડતું. દેનારને દેવાની ફરજ પડે છે; એટલે અંશે લેનાર વધુ દોષિત છે. દેનાર સંજોગોને વશ બનીને આપે છે; અનિચ્છાએ પણ ગધેડાને કાકા કહેવો પડે છે.'

'સાચી વાત! સાચી વાત!' નીચેથી કોઈનો સ્વર આવ્યો, અને પછી અટ્ટ-હાસ્ય સંભળાયું.

'કોણુ કીર્તિ કે? ઉપર આવ.' પંકજે દાદર તરફ જોઈ કહ્યું.

'આ આવ્યો' કહેતો કીર્તિ ઉપર આવ્યો. કીર્તિ પંકજનો સહાધ્યાયી હતો, અને આ વર્ષે 'હોલ્કર કૉલેજ'માં પહેલા વર્ષમાં અભ્યાસ કરતો હતો.

'સાચી વાત છે, પંકજ! મારે પણુ આજે એક ગધેડાને કાકો કહેવો પડયો.' કીર્તિએ શેતરંજી પર બેસતાં કહ્યું.

'કોને?'

'પ્રોફેસર કેલકરને. એણે મારી વિરુદ્ધમાં પ્રિન્સીપાલને રિપોર્ટ કર્યો હતો કે, મને કૉલેજમાંથી રજા આપવી.'

'શા માટે?'

'એવું બન્યું કે, મેં તેમને આજે વર્ગમાં આવતાં જ જ્યૉમેટ્રિનું એક પ્રૉબ્લેમ* પૂછયું. એણે બોર્ડ ઉપર ફિગર+ ચીતર્યું. ખૂબ વિચાર્યું, પણુ કોઈ રીતે મેળ ખાય નહિ. ડસ્ટરથી[1] પરસેવો લૂછતો જાય, અને ચાકથી લીટા તાણુતો જાય; પણુ સૂઝ ન પડે. બહુ મૂંઝાયો. ખાસો અર્ધો કલાક ચાલ્યો ગયો! પછી મેં કહ્યું: "સાહેબ! કાલે કોઈને પૂછીને કહેજો." એટલે છોકરાઓ હસી પડયા. અને કેલકરે ચાટ પડયો.'

'કેલકર તો ગણિતનો પ્રોફેસર ને!' પંકજે વચ્ચે પૂછયું.

* કોયડો + આકૃતિ 1 કપડું

'હા. એ જ.'

'એ તો ઘણો એક્સપર્ટ× ગણાય છે!'

'એટલે જ શરમિંદો બની ગયો. એને પ્રોબ્લેમ ન સૂઝ્યું, એનો આઘાત લાગ્યો. તેમાં વળી મેં પ્રહાર કર્યો, એટલે ચીડાયો. અને પછી તો છોકરાઓએ ધમાલ કરી. સ્ટેમ્પીંગ,* તાલીઓ અને સીટીની ચીસો! બસ, વર્ગ છોડીને ચાલતો થયો.'

'પછી?'

'પછી શું! બધો રોષ ઊતર્યો મારા ઉપર. ચેમ્બરમાં જઈ મારી વિરુદ્ધમાં એક લાંબો રિપોર્ટ તૈયાર કર્યો, અને પ્રિન્સીપાલ પર મોકલ્યો. એમાં મને રસ્ટીકેટ+ કરવાની ભલામણ હતી. પ્રિન્સીપાલે મને બોલાવીને કહ્યું કે, પ્રોફેસર કેલકરને મનાવી નહિ શકો, તો મારે તેમની ભલામણ મુજબ પગલાં ભરવાં પડશે.'

'હું દોડ્યો કેલકર પાસે.' કીર્તિએ વાત ચાલુ રાખી. 'બહુ સમજાવ્યો; પણ એકનો બે થાય નહિ. છેવટે માફી લખી દેવી પડી.'

'ઠીક થયું. એ વિના તમારાં તોફાન બંધ નહિ થાય.' સરોજે તાલી પાડી કહ્યું:

'કાંઈ નહિ. કોલેજમાં તો એવું ચાલ્યા જ કરે.' કીર્તિએ બડાઈ હાંકતાં કહ્યું. 'બે કલાક પછી તેનાં ચશ્માં પર ચાક ફેંકનાર હું જ હતો!'

× કુશળ * પગ પછાડી ધબકારા કરવા + બરતરફ

'પછી ?' સરોજે આતુરતાપૂર્વક પૂછ્યું.

'પછી શું ? ઘણા ધમપછાડા કર્યા; પણ મેં કબૂલ્યું નહિ; ને કોઈએ મારું નામ દીધું નહિ.'

'તમારી કૉલેજમાં સંપ બહુ સારો હશે.'

'રમૂજ સૌને ગમે, એટલે કોઈ નામ ન આપે. અને કોઈ આપે એની ખેર ન રહે! બીજી વાર કોઈ તોફાન કરે, ને પ્રોફેસર પૂછે, તો સૌ મળી પેલા ચાડિયાનું નામ આપે. પછી ભલેને એ તદ્દન નિર્દોષ હોય!'

એવી કૉલેજ જીવનની કેટલીક વાતો કર્યા પછી, કીર્તિ જવા માટે ઊઠયો.

'બેસને હવે! શી ઉતાવળ છે?' પંકજે કીર્તિનો હાથ ઝાલી કહ્યું.

'વાંચવાનો વખત છે.'

'પહેલા વર્ષમાં તે શું વાંચવાનું હોય?'

'એક ઇનામી નિબંધ માટે તૈયારી કરવાની છે.' કીર્તિએ કહ્યું.

'શાનો નિબંધ છે?'

'લાંચની બદી અટકાવવાનો ઉપાય.' કીર્તિએ કહ્યું. 'ઇનામ તો માત્ર પચીસ રૂપિયાનું છે, પણ પ્રતિષ્ઠાનો પ્રશ્ન છે. પહેલા આવવાની હું તૈયારી કરી રહ્યો છું. તું મદદ કરશે ને?'

'હું શી મદદ કરી શકું?' ઝંખવાણો પડી જતો હોય, એમ પંકજ બોલ્યો.

'વાહ! મેટ્રિકમાં તો તું નિબંધમાં મારા કરતાં વધુ માર્ક મેળવતો. માત્ર થોડા પોઈંટ× આપજે ને?'

'જોઈશું.' પંકજે ધીમેથી કહ્યું.

થોડીવાર પછી કીર્તિ ઘેર ગયો. પંકજ અને સરોજ નીચે ઊતર્યાં. ઊતરતાં પંકજ બોલ્યો:

'મારા જેવા નિર્બળ માણસો દુનિયામાં પડયા છે, ત્યાં સુધી એ બદી અટકવાની નથી!'

× મુદ્દા

## પ્રકરણ નવમું......ગરીબનાં દુઃખથી દાઝેલો જુવાન

**દીન દયાળને** ત્યાં નોકરી કરતાં પંકજને બરાબર બાર માસ પૂરા થયા. શરૂઆતના નવ-દસ મહિના તેને હિસાબી કામ સોંપવામાં આવ્યું હતું. બે-ત્રણ માસ વસુલાતી+ તરીકે પણ કામ કર્યું.

દીનદયાળનો ધંધો શરાફીનો હતો. ઇન્દોરના મુખ્ય ધંધાઓ શરાફી અને રૂના સટ્ટાના ગણાય છે. દીનદયાળની પેઢી આ બન્ને ધંધાઓ કરતી. શહેરના મુખ્ય વેપારી લત્તા 'બડા શરાફા'માં તેની પેઢી હતી, અને પેઢી પાછળ તેનું રહેવાનું મકાન હતું. 'જેલરોડ'થી 'બડા શરાફા' એક માઇલને અંતરે હતો. પંકજ સાઇકલ પર બેસીને રોજ સવારે નિયમિત ત્યાં આવી પહોંચતો.

પેઢીના આગલા ભાગમાં સોના-ચાંદી વિભાગ હતો. પાછલા ભાગમાં હિસાબી ખાતું હતું. એની પાછળ શેઠ દીનદયાળની કચેરી અને ઘર હતું. પેઢીની આગળના ભાગનાં ઓટલા ઉપર ગાદીતકિયા બિછાવેલા રહેતા; ત્યાં ગોપાળ બેસતો અને રૂઇના

+ ઉઘરાણી કરનાર

સટ્ટાની ત્યાં ધમાલ ચાલતી. ગોપાળની ગાદી પર ત્રણ–ચાર ટેલિફોન પડયા રહેતા, અને તે બધાનો એકી સાથે ઉપયોગ કરવાની ગોપાલને વારંવાર જરૂર પડતી. કોઈની સાથે નિરાંતે વાત કરવાની તેને ફુરસદ મળતી નહિ. સવારથી સાંજ સુધી 'એલાઉ!...ભરૂચ...ઉમરા...લિયા...દિયા...બસો ગાંઠ...પાંચસો ગાંઠ' ચાલ્યા જ કરતું.

સોના ચાંદી વિભાગમાં વાયદાનું કામ ઓછું કરવામાં આવતું. હાજર ખરીદ–વેચાણનું કામ વધુ ચાલતું. કંઝનબંધી લગડીઓ અને પાટોના વેચાણની સાથે નાનામાં નાની છૂટક ખરીદી પણ થતી. છૂટક ખરીદીમાં સારો કસ રહેતો. તંગ હાલતમાં આવી પડેલા લોકો તેમના સોના–ચાંદીના દાગીના ભાવતાલ કર્યા વિના અહીં આવીને વેચી જતા. દીનદયાળના ગુમાસ્તાઓ શરાફી લૂંટ ચલાવવામાં પાવરધા થઈ ગયા હતા.

એથી પણ અગત્યનું કામકાજ ધીરધારનું હતું. દીનદયાળની પેઢી એક રૂપિયાથી માંડીને લાખ રૂપિયા સુધીની ધીરધાર કરતી. વેપારીઓ માલ ઉપર, ગિરાસદારો જમીન ઉપર, લોકો મકાન ઉપર અને કિસાનમજૂરો ઘરવખરી ઉપર વ્યાજે નાણું ઉપાડતા. વ્યાજનો કોઈ મુકરર દર નહોતો. વ્યાજે લેનારની ગરજ ઉપર મુખ્યત્વે કરીને વ્યાજનો દર નક્કી થતો. અંગ ઉધાર માટે તો માસિક પાંચ–સાત ટકાનો દર લેવામાં આવતો, અને 'બાર મહિને બમણા' થતા.

પંકજને ધીરધાર ખાતામાં હિસાબી કામકાજ સોંપવામાં આવ્યું હતું. એનું મૅટ્રિકનું શિક્ષણ તો આ કામમાં ઉપયોગમાં આવે તેમ નહોતું; પણ વિદ્યાર્થી અવસ્થામાં માતાના આગ્રહને

લીધે જે દેશીનામું એણે રાત્રિશાળામાં શીખી લીધું હતું, એનો ઉપયોગ કરવાનું મળ્યું. તેની તીવ્ર બુદ્ધિએ એકાદ માસમાં પેઢીની રીતરસમનો અનુભવ મેળવી લઈ, હિસાબી કામ ઉપર કાબૂ મેળવી લીધો; અને પોતાની આવડતથી મુનીમ તથા શેઠને સંતોષ આપવા માંડયો.

બે મહેતાજીઓ રોજમેળમાં હિસાબ નોંધતા, તે ઉપરથી ખાતાવહી તૈયાર કરવાનું કામ પંકજનું હતું. રોજની લાખોની ઉથલપાથલના આંકડા એની આંખ નીચેથી પસાર થઈ જતા, અને એની કલમે લખાઈ જતા. કલમ જડ હતી, પણ એને પકડનારો ચેતન હતો. દરેક આંકડે પંકજની બુદ્ધિ વિચાર કરવાને થોભતી, અને એ આંકડા પાછળનું વિજ્ઞાન સમજવા કોશિશ કરતી. વ્યાજ ગણવાની વિચિત્ર રીતો એ સમજતો ગયો; અને મૂડીવાદી શોષણની કળાનો એ અભ્યાસ કરતો ગયો. કિસાનોના ત્રીસના દેણાના બસો ત્રીસ કેમ થઈ જતા, અને શેઠની મૂડી નાના વેપારમાં પણ કેવી રીતે 'બાર મહિને બમણી' થઈ જતી, એનું અર્થશાસ્ત્ર એ જાણતો થઈ ગયો હતો. શાળામાં શીખવા નહિ મળતા અર્થશાસ્ત્રના કોયડા, તે અહીં શીખવા પામ્યો હતો.

શરૂઆતમાં તો પંકજને નવું નવું જાણવામાં રસ પડતો; અને દસ કલાકના કામથી પણ કંટાળો ન આવતો. શારીરિક શ્રમ તો કંઈ કરવાનો જ નહોતો; કોઈની સાથે માથાફોડ કરવાની નહિ; સ્વમાન પણ સચવાય; અને પચાસ રૂપિયા જેવો સારો પગાર મળે. અને બે–ચાર વર્ષના અનુભવે વેપારી આલમમાં તેની કિંમત પણ વધે. મુન્શીગીરી કે પંતુજીગીરીમાં તેનો કોણ ભાવ પૂછત! આ નોકરીથી પંકજને ખૂબ સંતોષ થયો. ગોપાળે તેની પાસેથી લાંચ લીધેલી, એનો રોષ પણ

શમી ગયો. દર મહિને દસ–બાર કે પંદર રૂપિયા પગારમાંથી સગવડ મુજબ તે ગોપાળને ભરતો જતો. એટલે બાર માસે આ બોજો પણ હળવો થઈ જવાનો હતો. પછી તો 'પચાસ રૂપિયામાં બાદશાહી !' આવા ખ્યાલ નીચે મહિનાઓ પસાર થવા લાગ્યા.

પરંતુ લાંબે કાળે એને હિસાબી કામથી કંટાળો આવવા લાગ્યો. થોડા વખતમાં નવીનતા ચાલી જવાથી નીરસતા લાગવા માંડી. દસ કલાકના લાંબા ગાળા સુધી એક જ જગ્યાએ બેસી લખ્યાલખ કરતાં એને શ્રમ લાગવા માંડ્યો. જેમ જેમ તે કામ સંભાળતો ગયો, તેમ તેમ કામ તેને વળગવા માંડ્યું. સવારથી સાંજ સુધી એ એમાં ગુંથાઈ રહેતો. જે રકમો રોજમેળમાં ચડે તે રોજ રોજ ખાતાવહીમાં ખતવાઈ જવી જોઈએ, અને ચડયે ચડયું વ્યાજ પણ નોંધાઈ જવું જોઈએ, એ પેઢીનો શિરસ્તો હતો. એક દિવસનું કામ બીજા દિવસ ઉપર મુલતવી રાખી શકાતું નહિ.

પેઢી વર્ષમાં એક દિવસની પણ રજા ન પાળતી. કોઈ ગુમાસ્તાને કામ પ્રસંગે મોડું આવવાનું બનતું, તો તેણે મોડી રાત સુધી બેસીને પોતાનું કામ પૂરું કરીને જવાનું હતું. પંકજને બપોરે એક કલાકની જમવાની રજા મળતી. સામાન્ય રીતે સાંજે સાત વાગ્યે પેઢી બંધ થતી, પણ જેનું કામકાજ બાકી હોય, તેણે પેઢી બંધ થયા પછી પણ અંદર બેસીને કામ પૂરું કરવું પડતું; અને ભૂખ લાગી હોય તો એક આનાનો કલાકંદ× ખાઈને ભૂખ શમાવવી પડતી.

ઘરકામમાં તો પંકજ બિલકુલ પહોંચી શકતો નહિ. સરોજનો અભ્યાસ ચાલુ હતો. સંગીત વર્ગમાં પણ જવાનું ચાલુ

× બજારીને મળતી આવતી મધ્યહિંદની મીઠાઈ

રાખ્યું હતું. ઘેર વાંચવાનો પણ બોજો ઠીક ઠીક રહેતો. પાંચમા ધોરણની વાર્ષિક પરીક્ષા પણ નજીક આવતી જતી હતી; એટલે રસોઈનું અને બીજું ઘરકામ કરવા માટે પંકજે એક મારવાડણને દસ રૂપિયાના પગારે રોકી લીધી હતી. બાઈ વયે પ્રૌઢ હતી, પણ કામકાજમાં ચપળ હતી; અને તેથી તે સરોજની બધી સગવડો સાચવી, એને ખૂબ રાહત આપતી. દસ રૂપિયાનું માસિક ખર્ચ પંકજ માટે આકરું તો હતું જ, પરંતુ સરોજનો અભ્યાસ અસ્ખલિત ચાલ્યા કરતો, એથી એને સંતોષ મળતો.

હિસાબી કામના એકધારા બોજાથી તે કંટાળી ગયો. દસબાર કલાકની મહેનતથી તે શ્રમિત થઈ જતો, અને તેનું શરીર અકડાઈ જતું. ઘણીવાર રાત્રે બરાબર ઊંઘ આવતી નહિ, ત્યારે તે પેઢીના તકિયાને અઢેલી બપોરે સૂઈ જતો; અને રાત્રે રોકાઈને કામ પૂરું કરતો. ભોજનની અનિયમિતતાએ પણ તેના શરીર ઉપર અસર કરી હતી. વળી હિસાબની ઘટનાઓ જોઈને પણ એનો આત્મા રંજ પામતો. દીનદયાળની પેઢી આર્થિક શોષણનું એક મહાન યંત્ર હતું, અને તેમાં નાના વેપારીઓ, ગિરાસદારો, કિસાનો, મજદૂરો તેમ જ પેઢીના ગુમાસ્તાઓનું પણ વિવિધ પ્રકારે શોષણ ચાલતું. શેઠ દીનદયાળ આ અનિયંત્રિત શોષણચક્રનો અદૃશ્ય સંચાલક હતો; અને પેઢીના પાછલા ભાગમાં બેસી બરાબર સૂત્રસંચાલન કરતો. એની મૂડી, મુનીમ અને ગુમાસ્તા શોષણનાં સાધન હતાં.

પણ શોષણ કાયદેસર થતું હતું. સરકારી કાયદાએ એને રક્ષણ આપ્યું હતું, એ મહાન પાપ હતું, પણ દુન્યવી કાયદામાં એ પાપની સજા નહોતી. આ પેઢી કોઈને એનાં મકાન કે દાગીના વેચવાની ફરજ પાડતી નહિ. સ્વેચ્છાએ વેચવા

આવનાર વ્યક્તિની ચીજ વેચાતી લઈને પેઢી એની તંગ હાલતમાં એને મદદ કરતી! પેઢીને આગ્રહ કરીને લોકો પાંચ–સાત ટકા વ્યાજ આપીને જોઈતી રકમ ઉધાર લઈ જતા! પાપ કોઈ કરતું નહોતું, એની મેળે થતું જતું હતું!

પંકજને કોઈ વાર ભય લાગતો કે, આ પાપમાં પોતે ભાગીદાર નથી બનતો ને! ગરીબોનાં શોષણથી એ દાઝતો, અને એનું મન મુઝાતું. વ્યાજની જૂઠી ગણતરીઓ રોજમેળમાં મંડાતી, એને એ ખાતાવહીમાં ઉતારતો; અને ખાતું ખાતેદારનો ભાર ઉતારવા કદી તૈયાર ન થતું. પણ પંકજ પોતે તો મામૂલી નોકર છે, આ શોષણમાં એનો જરાયે સાથ કે સહકાર નથી, અને એમાં એને કાંઈ હિત નથી ' એવી ખાતરી થતાં, આશ્વાસન મેળવી શકતો.

આ રીતે આઠ–નવ મહિના પસાર થઈ ચૂક્યા હતા. સરોજ પાંચમા ધોરણની પરીક્ષા પસાર કરી, છઠ્ઠામાં પ્રવેશ પામી ચૂકી હતી, અને ઉનાળાની 'વેકેશન'× પડી ચૂકી હતી. તે આખો દિવસ ઘેર રહેતી; પણ પંકજને ઘેર રહેવાને બિલકુલ વખત મળતો નહિ.

પંકજ કંટાળ્યો. એણે ગોપાળ પાસે જઈને કામની બદલી માગી. ગોપાળ એને શેઠ પાસે લઈ ગયો, અને બદલીની ભલામણ કરી. ગોપાળની ભલામણ શેઠ નામંજૂર કરે એવું બનતું જ નહિ.

શેઠે કહ્યું: 'ભલે ત્યારે. એને બહારની વસુલાતનું કામ સોંપો. તમારો ભાણેજ છે, એટલે વિશ્વાસ મૂકવામાં વાંધો નહિ. છોકરો છે પણ ચાલાક! કેમ, એ કામ ફાવશે ને?'

×લાંબી રજા.

પંકજે નીચું જોઈ કહ્યું: 'હા, જી. ઉપકાર.'

'સાઇકલ આવડે છે?' શેઠે પૂછ્યું.

ગોપાળે વચ્ચેથી જ જવાબ વાળ્યો: 'હા, જી. એની પાસે ઘરની સાઇકલ છે.'

'ઘણું સારું. બીજું કંઈ કહેવાનું છે?'

'ના, જી.'

'જાઓ ત્યારે.'

નમસ્કાર કરી પંકજ બહાર આવ્યો.

પંકજને આ બદલીથી ખૂબ આનંદ થયો. વસુલાત એટલે લેણાની ઉઘરાણી. શહેરમાં હરવા ફરવાનું! ઇચ્છા થાય, તો ઘેર આંટો મારી અવાય, મિત્રો સાથે હોટેલ કે સીનેમામાં જઈ અવાય. નોકરીનો કોઈ મુકરર વખત નહિ. સાઇકલ ઉપર ફરવું, ને મજા કરવી! બહુ દૂર જવાનું હોય, તો ટાંગામાં બેસીને જવાનું અને ખર્ચ પેઢીને ખાતે ચડાવવાનું કોઈ કોઈ વાર રતલામ કે ખંડવા સુધી પ્રવાસ કરવાનું પણ બને! પંકજને આ કામ દરેક પ્રકારે આનંદદાયક જણાયું.

પંકજને પૂરતી છૂટછાટ મળી ગઈ. પેઢીની ઘરેડમાંથી એ છૂટયો બહારની તાજી હવાનો સ્વાદ એને મળવા લાગ્યો. મિત્રોની મુલાકાત થયાં કરતી. સરોજને પણ આ બદલી ખૂબ ગમી.

વસુલાતી કામમાં જરા દમામ ને કડકાઈ જોઈએ. જરા ગરમ થતાં અનેદેણદારને ધમકાવતાં આવડવું જોઈએ. એ વિના લોકો નાણાં આપે નહિ, ને વખતસર વ્યાજ ભરે નહિ. પંકજ

સ્વભાવે નરમ હતો. ખાસ કરીને એનું હૈયું નરમ હતું. પણ એણે કડકાઈ ધારણ કરવાની કોશિશ કરી. પેઢીમાં ફરજિયાત ધોતિયું પહેરવું પડતું. હવે તેણે ' સૂટ ' ચડાવવા માંડયો. એથી સાઈકલ પર ફરવાનું ફાવે, અને દમામ પણ રહે.

ગોપાળે એને કેટલીક શિખામણ આપી: 'જો, પંકજ! વસૂલાતી કામમાં ઢીલા રહ્યે ન પાલવે. આ કળજુગમાં લુચ્ચાઈ બહુ વધી પડી છે! છતી સગવડે નાણાં કે વ્યાજ ભરવાનું દેણદારને મન નથી થતું. એમની સાથે જરા રુઆબથી કામ લેવું જોઈએ. કેટલાક ગરીબ દેખાતા માણસો બહુ લુચ્ચા હોય છે. નાણું દબાવીને બેસે છે, અને ગરીબાઈ ગાયાં કરે છે. એમની વાકૂજાળમાં ફસાવું નહિ. કોર્ટ ને જેલની ધમકી વિના એવાં માણસો સીધાં ચાલતાં નથી.' વગેરે.

પંકજે દમામ અને રુઆબથી કામ લેવાની શરૂઆત તો કરી, પણ એનું હૈયું કઠોર ન બની શક્યું. એના હૈયામાં કરુણા ભરી હતી. ધમકી તો તે આપતો જ; પણ એ ધમકી પાછળની પોકળતા ખુલ્લી પડી જતી. તંગહાલ કિસાનો અને કંગાળ મજૂરોને અદાલતે ઘસડવાને એનું દિલ નારાજ થતું. એમને ત્યાં જપ્તી લાવતાં એના કોમળ હૈયાના તાર ઝણઝણી ઊઠતા. એની ઘરવખરી વેચાવીને લેણું વસૂલ કરવાની તેની હિંમત ન ચાલતી. એમ છતાં, અદાલતે જવું જ પડે, ત્યારે તે આસામીને ચેતવણી આપી દેતો, અને આસામી પલાયન થઈ જતો. કોઈને ત્યાં જપ્તી લાવવી જ પડે, તો તેને અગાઉથી ખબર આપતો. આના પરિણામે વસૂલાત ઉપર ભારે અસર થતી. બીજા ગુમાસ્તાઓ શેઠને ફરિયાદ કરતા કે, પંકજ લાંચ ખાઈને દેણદારને છટકી જવા દે છે.

પંકજ લાંચ ખાતો હોય, એ વાત તો શેઠના માનવામાં ન આવી, પણ એ જરૂર બેદરકાર રહેતો હશે, એમ વસૂલાતના આંકડા પરથી દેખાઈ આવતું હતું. આથી તેને વારંવાર ગોપાળજીની શિખામણ અને શેઠનો ઠપકો સહન કરવાનો વખત આવતો. નોકરી છોડવાની તેની હિંમત ચાલતી નહોતી. સરોજના અભ્યાસનું અને ગુજરાનનું ખર્ચ તેની સામે વિરાટ સ્વરૂપે આવીને ખડું થતું. આ નોકરી છોડયા પછી, કોઈ પચીસ રૂપિયા પણ તેને આપે એવી કોઈ ખાતરી નહોતી. ગોપાળજીનું લેણું પણ લગભગ ભરપાઈ થવા આવ્યું હતું; એટલે બે મહિના પછી તો તેને પૂરો પગાર મળવાનો હતો. દરમ્યાન વર્ષ પૂરું થતાં એને કંઈક પગારવધારો અને દિવાળીની બોણી પણ મળવાનો સંભવ હતો. આવી આશાસ્પદ નોકરી કેમ છોડી શકાય !

એને એનું હૈયું કોમળ હોવા બદલ શરમ લાગવા માંડી. શેઠનું લેણું વફાદારીપૂર્વક વસૂલ કરવાની એની ફરજ એને સમજાવા લાગી. દેણદારને ચેતવણી આપવી, એ શેઠનો દ્રોહ કરવા જેવું લાગ્યું. બેદરકારી અને લાંચના આક્ષેપોમાંથી ઊગરવું હોય, તો એણે કઠોર થવું જ જોઈએ. બને ત્યાં સુધી કઠોરતા કેળવવાનો એણે નિર્ધાર કર્યો.

પણ કઠોરતા કદી કેળવી કેળવાતી નથી. એ તો હૃદયનો સનાતન ભાવ હોય છે. કેટલાકનાં હૃદય સંસ્કારથી જ કઠોર હોય છે; તો કેટલાક સ્વાર્થ ખાતર કઠોર બની શકે છે. જ્યારે આંખ સામે સ્વાર્થ આવીને ખડો થાય છે, ત્યારે એનું હૃદય મૂઢ બની જાય છે, લાગણી એને સ્પર્શી શકતી નથી; અને તે કઠોરતમ કાર્યો તદ્દન હળવા હૃદયે કરી શકે છે. ગમે તેવું નિર્દય પગલું ભરતાં એ આંચકો ખાતો નથી.

પંકજના હૃદયમાં સંસ્કારથી મૃદુતા ભરી હતી. તે મૂઢ બની શકે, એટલો સ્વાર્થી પણ નહોતો. દરેક પ્રસંગે લાગણી એના હૃદય પર ટકોરા મારી જતી. એટલે તે જેમ જેમ કઠોરતા કેળવવાની કોશિશ કરતો ગયો, તેમ તેમ તેની લાગણીઓ વધુ કમ્પાયમાન થવા લાગી. એની આંખ સામે નાનો પગારલોભ હતો; અને એ હળવા લોભના પાછળ એની બહેનના શિક્ષણનો એટલો જ હળવો સ્વાર્થ હતો. એ લોભ અને સ્વાર્થ એના હૃદયને કઠોર બનાવી શકે એટલાં પ્રબળ નહોતાં. કોઈ કોઈવાર ન્યાય અને નીતિથી જીવન ગુજારવા માટે બહેનના અભ્યાસને બંધ કરી, સ્વતંત્ર રીતે ફેરી કરીને દાળ-રોટલો ખાઈને સંતોષ માનવા તેનું મન લલચાતું હતું; પણ માતાના આદેશનો અમલ કરવા માટે બને ત્યાં સુધી બહેનનો અભ્યાસ ચાલુ રાખવાને એ કોશિશ કરી રહ્યો હતો. અને તેથી જો આ નોકરીમાં વધુ બે વર્ષ કાઢી શકાય, તો સારું, એમ તે ઇચ્છતો હતો.

તેથી તે મનને દ્રઢ કરીને, શેઠના હિતની ખાતર, બને તેટલી આકરી રીતે વસૂલાત કરવાની કોશિશ કરતો. છતાં લાગણીઓને દબાવી દઈને જ્યારે તે માની લીધેલી ફરજ બજાવતો, ત્યારે તેને કોઈ વાર પોતાના પર જ ક્રોધ ચડતો; તો કોઈવાર મૂડીવાદી દાનવસમા શેઠ અને મુનીમ પર ક્રોધ ચડતો. આ મૂડીવાદી તંત્રનો પોતાને નિરુપાયે હાથો બનવું પડે છે, તે માટે પોતાની જાત પર એને તિરસ્કાર આવતો. કોઈવાર એના તંત્રવાહકો પર વેર લેવા એ ઇચ્છતો; પણ વેર લેવાની તો કોઈ તાકાત એના બાહુમાં નહોતી એના નિવારણનો કોઈ માર્ગ એને સૂઝતો નહિ; અને તેથી એ મનમાં બળી જતો, અને અકળાઈ ઊઠતો.

એક વાર બુધુ નામના એક દેવાદાર કિસાન ઉપર દોઢસો રૂપિયાના દેવા ખાતર પેઢીએ દાવો નોંધાવ્યો હતો; અને અદાલતે જપ્તીનો હુકમ આપ્યો હતો. બુધુ એક વખતે જમીનદાર હતો; પણ વરસ નબળાં પાકવાથી, અને મા–બાપના કારજ માટે ખર્ચ કરવું પડયું હોવાથી, એની જમીન કરજ પેટે વેચાઈ ગઈ હતી. આ જમીન દીનદયાળે ખરીદી લઈને એને કરજમુક્ત કર્યો હતો. ત્યાર પછી બુધુ એ જ ખેતરમાં મજૂરી કરતો. પણ એમાં એના બહોળા કુટુંબનું પૂરું નહિ થવાથી, શેઠને ત્યાં કાંબી કડલાં ગીરવી મૂકી, દોઢસો રૂપિયા વ્યાજે ઉપાડી, એક ગાડું અને બે બળદ વેચાતા લઈ, શહેરમાં ગાડું હાંકવાનો ધંધો શરૂ કર્યો હતો. આ ધંધામાં તેને પચીસ–ત્રીસ રૂપિયાની માસિક કમાણી થતી; અને તેમાં તેનું ગુજરાન અને બળદનું ખર્ચ નભતું. પણ શેઠની રકમ પેટે વ્યાજ ભરવાનું તેનાથી બની શકતું નહિ. આમ વ્યાજ સાથે દોઢસોના કરજના અઢીસો રૂપિયા થઈ ગયા, ત્યાંસુધી શેઠે ધીરજ રાખી; અને પછી બેકુની સ્ત્રીનાં કાંબીકડલાં દોઢસો રૂપિયે વેચી નાખી, તે રકમ લેણા પેટે જમા કરી. આથી બુધુ ઉપર એકસો રૂપિયાનું કરજ બાકી રહ્યું.

વેપારીનું વ્યાજ ચડવા માંડે, એને કાંઈ વાર લાગે ? જોતજોતામાં સોના સવાસો અને દોઢસો પણ થયા. કાંબીકડલાં ગયાં, અને દોઢસોના દોઢસો ઊભા રહ્યા. આમ કેમ બન્યું, તેની અજાણ બુધુને ખબર પડી નહિ ! પણ......વેપારીનો ચોપડો કાંઈ ખોટું બોલે ? પંકજે વ્યાજનો હિસાબ ગણી બતાવ્યો, અને દોઢસોના અઢીસો, અને સોના દોઢસો કેમ થયા, તે સમજાવ્યું.

પણ વ્યાજની આ વાત બુધુના બુદ્ધિહીન મગજમાં ઊતરતી નહોતી. તેણે કહ્યું: 'શેઠે દોઢસો રૂપિયા ધીર્યા, તે

કાંબીકડલાંની કિંમત દોઢસોથી વધારે હશે ત્યારે ને ? છતાં કાંબીકડલાં એને લેણા પેટે પચ્યાં ! વધારાના દોઢસો લેણા કેમ નીકળે ?'

પંકજે આ અભણ ખેડૂતને સમજાવ્યું કે, તેણે રૂપિયા વ્યાજે લેવાને બદલે કાંબી–કડલાં તે વખતે વેચી નાખ્યાં હોત, તો તેના ઉપર શું કરજ ચડત નહિ. પણ બુધુએ કહ્યું: 'ત્યારે શેઠે પ્રથમથી જ મને એવી સલાહ કાં ન આપી ?'

પંકજ પાસે એનો જવાબ નહોતો. મૂડીવાદી શોષણનું એ તંત્ર બુધુના મગજમાં સમજાય એમ નહોતું. એણે તો શેઠના ચોપડામાં લખેલો હિસાબ ફરીને સમજાવ્યો. પાડોશમાં એક–બે વિદ્યાર્થી રહેતા હતા, તેમને વ્યાજ ગણાવી ખાતરી કરાવી આપી. બુધુને ખાતરી થઈ કે, તેનું મગજ કામ કરી શકતું નથી.

બુધુની નિર્દોષિતા અને અજ્ઞાનતા જોઈને પંકજને દયા આવી. દોઢસો રૂપિયામાં એની જીવનદોરી સમા બળદ અને ગાડું વેચાઈ જશે; અને તેની કંગાળ ઘરવખરી તણાઈ જશે ! પછી બુધુ ખાશે શું, અને છોકરાં છૈયાંનું પેટ ભરશે શું ? બિચારો વિના વાંકે પાયમાલ થઈ જવાનો !

પંકજ તે રાત્રે ફરીથી બુધુને ઘેર ગયો, અને તેને નાસી જવાની સલાહ આપી. તે જાણતો હતો કે, બુધુ નાસી જવાથી શેઠનું કંઈ જવાનું નથી. કાંબીકડલાંના વેચાણમાંથી એના દોઢસો રૂપિયા એને મળી ચૂકયા હતા. આ સલાહમાં શેઠને નુકસાન નહોતું; અને બુધુ પણ બચી જતો હતો.

પણ બુધુ નાસી શકે એ સ્થિતિમાં નહોતો. એની ઔરી સુવાવડને બિછાને હતી, અને નવ વરસનો સૌથી મોટો છોકરો 'ટાઈફોઈડ'થી પીડાતો હતો. જપ્તીમાંથી છટકી જવાનો કોઈ માર્ગ નહોતો.

બીજે દિવસે જપ્તી આવી. જપ્તીદારે બળદગાડું કબજે લીધાં, અને ઘર વખરી બહાર કાઢી. બધું મળીને લગભગ દોઢસો રૂપિયાનો માલ થતો હશે. પણ બુધુનું તો સર્વસ્વ લૂંટાઈ ગયું. નવું તો આ જન્મમાં વસાવવાની તેની શક્તિ નહોતી. ગાડું અને બળદ જતાં એનો ચાલુ રોટલો પણ ઝૂંટવાઇ ગયો. બુધુ ભિખારી થઈ ગયો. ઘરધણીએ પણ એનું ચડેલું દોઢ રૂપિયાનું ભાડું જતું કરી, એની ઝૂંપડી ખાલી કરાવી. એને ખાતરી થઈ હતી કે, હવે બુધુ ઝૂંપડીનું ભાડું ભરી શકે એમ નથી. એની સુવાવડી સ્ત્રી, દસ દિવસનું બાળક, તાવમાં ફફડતો નવ વરસનો છોકરો અને બે નાની છોકરીઓને લઈને, લાચાર બુધુ પહેરેલે કપડે ઝૂંપડી બહાર નીકળ્યો. ભિખારી બનેલા આ કિસાન કુટુંબનું રુદન સાંભળી પંકજનું હૈયું કરુણાથી ભરાઈ આવ્યું. આ કંગાળ કુટુંબે હવે ક્યાં જવું, ક્યાં રહેવું અને શું ખાવું, એ પ્રશ્ન થઈ પડ્યો. પંકજના મગજમાં એ પ્રશ્ન ઘોળાઈ રહ્યો; પણ એને ઉકેલવાનું એનામાં સામર્થ્ય નહોતું. બુધુને તે જાતે મદદ કરી શકે, તે સ્થિતિમાં નહોતો. એના અંતરમાં અકથ્ય વેદના થવા લાગી; એનું મગજ ચક્કર ચક્કર ભમવા લાગ્યું; પણ એની પાસે કોઈ ઇલાજ નહોતો. બુધુનું કુટુંબ રખડતું થઈ ગયું હતું!

પંકજના હૃદય ઉપર આ પ્રસંગની ઘણી પ્રબળ અસર થઈ. હૃદયને કઠોરતમ બનાવવાનો એનો નિર્ધાર ડગી ગયો. વસૂલાતના કામ પ્રત્યે એને ઘૃણા આવી. આ કામને લાયક પોતે થઈ

શકશે જ નહિ, એવી તેને ખાતરી થઈ ચૂકી. શું કરવું–શું ન કરવું, એને સૂઝયું નહિ.

માર્ગમાં સાઇકલને હાથે દોરતો, વિચાર કરતો, તે ઘેર આવ્યો. એના મનમાં બુધુના ભવિષ્યના વિચાર ઘોળાતા હતા. ઘેર આવી, પગથિયાં પાસે સાઇકલ મૂકી, તે ધબ દઈને ઓટલા પર બેસી ગયો.

પંકજને અચાનક આવી ઓટલા પર બેસી ગયેલો જોઈ, સરોજ બહાર આવી. પૂછ્યું: 'કેમ, ભાઈ! તું અહીં જ બેસી ગયો?'

કપાળેથી પરસેવો લૂછતાં પંકજે કહ્યું: 'આજે બહુ થાક લાગ્યો છે.'

'પાણી ગરમ મૂકું?'

'ના. જમવાને કેટલી વાર છે?'

'તૈયાર છે.'

'ચાલો, ત્યારે જમી લઈએ.' કહી તે ઘરમાં આવ્યો, અને કોટ ઉતારી, મોઢું ધોઈ જમવા બેઠો.

ચુપચુપ તેણે જમી લીધું. સરોજ પણ કંઈ બોલી નહિ. એ સમજી શકી હતી કે, પંકજ માત્ર શ્રમિત નહિ, પણ ચિંતાતુર અને વ્યગ્ર પણ છે.

રસોયણ કામકાજથી પરવારી ઘેર ગયા પછી, બન્ને નીચેનો દાદર બંધ કરી, અગાશી પર આવ્યાં.

'બહેન! આ નોકરી હું છોડી દઉં, તો?' પંકજે થોડીવાર બેઠા પછી પૂછ્યું.

'કેમ શું થયું છે?' ગભરાઈને સરોજે પ્રશ્ન કર્યો.

પંકજે પોતાની નોકરીની કામગીરી સમજાવી. સાથે આજની જપ્તીનો બનાવ પણ કહ્યો. 'બહેન! આ ક્રૂરતા મારાથી આચરી શકાતી નથી. હિસાબી કામથી હું કંટાળ્યો; બદલી માગી. હવે વસૂલાતી કામથી પણ હું કંટાળ્યો. ખરેખર! કોઈપણ કામ માટે હું નાલાયક છું!'

સરોજ શું કહે? એને કંઈ સૂઝ પડતી નહોતી. એણે કહ્યું: 'ભાઈ! તને ઠીક લાગે એમ કર. મારા અભ્યાસને માટે તું તારા આત્માને વેચીને કામ કરે, એમ તો હું પણ ઇચ્છતી નથી. અભ્યાસ બંધ કરું; અને તું કોઈ પ્રમાણિક નોકરી શોધી લે.'

'નોકરી માટે જોયું જશે.' પંકજે કહ્યું. 'હાલ તો અભ્યાસ વગેરે જેમ ચાલે છે, તેમ ચાલવા દે. આ નોકરી તો આજથી જ બંધ કરું છું. આજે ૩૧ મી જુલાઈ છે ને? બરાબર વર્ષ પૂરું થયું.'

'આજે ગરમી બહુ છે.' તેણે ચાલુ રાખ્યું. 'પથારી અહીં જ લઈ આવ. હવામાં સુવાની મજા પડશે.'

પથારીઓ લઈને સરોજ ઉપર આવી. 'કેમ? અત્યારથી સૂઈ જવું છે?'

'હા, જો બની શકે તો.' પંકજે પથારી પાથરતાં કહ્યું. 'કાલે ટિળક જયન્તી છે. સવારે વહેલા ઊઠી પ્રભાતફેરીમાં જવું છે.'

'હું પણ આવીશ.' સરોજે કહ્યું. 'કેવો પુણ્ય દિવસ છે!'

કાલે હું શાળાએ નહિ જાઉં. તું પણ આરામ લેજે. લોકમાન્યનું સ્મરણ આપણા આત્માને સન્માર્ગે જ દોરી જશે.'

'असतो मा सद् गमय ।
तमसो मा ज्योतिर्गमय ।
मृत्योर्माऽमृतं गमय ॥'+

પ્રાર્થનાથી ચિત્તને નિર્મળ કરી, ભાઈબહેન નિદ્રાધીન થયાં.

+(હે પ્રભો !) મને અસત્‌માંથી સત્‌માં લઈ જા; અંધકારમાંથી પ્રકાશમાં લઈ જા; મૃત્યુમાંથી અમૃતમાં લઈ જા.

પ્રકરણ દસમું.................................કીર્તિકાન્ત

ત્યારપછી પંકજ બે-ત્રણ મહિના સુધી બેકાર રખડયો. ગોપાળને ભરવાના રૂપિયા લગભગ ભરાઈ ગયા હતા, એટલે એ ચિંતામાંથી તે હવે મુકત થયો હતો. ફરી ટિળકજયન્તિને દિવસે સ્વરાજ્યનું ઘેન એના મગજમાં ચડયું હતું. તે દિવસે પ્રભાતફેરી, સરઘસ અને સભામાં તેણે આખો દિવસ ગાળ્યો હતો. સરોજનો અભ્યાસ પૂરો થયે એને કોઈ સારે સ્થળે પરણાવી ચિંતામુકત થઈને, આખું જીવન દેશસેવામાં ગાળવાના તેને કોડ થતા, અને તે વિવિધ યોજનાઓ પણ ઘડતો.. પરંતુ તે પહેલાં બહેનના અભ્યાસની જવાબદારી તેની સામે આવીને ઊભી રહેતી; અને તે નોકરીની શોધમાં લાગી જતો.

તુરતમાં ક્યાંક નોકરી મળી જશે, એવી આશામાં તણાવાથી, તે ઘરખર્ચમાં કશો ઘટાડો કરી શકયો નહિ. કીર્તિએ તેને કોઈ સારી કાયમી નોકરી શોધી લેવાની સલાહ આપી હતી, અને ત્યાં સુધી નભવાને માટે બસો રૂપિયા તેને ઉછીના આપ્યા હતા; એટલે પંકજ કોઈ સારી, સગવડવાળી અને તેના માનસને

રુચે એવી નોકરીની નિરાંતે શોધ કરી રહ્યો હતો. કીર્તિ તેનો સહાધ્યાયી મિત્ર હતો; અને તે આપેલ રૂપિયા પાછા માગવાની ઉતાવળ નહિ કરે, એવી તેને ખાતરી પણ હતી, છતાં જેમ બને તેમ ઉતાવળે નોકરી મેળવીને કીર્તિના ઉપકારને નિવારવાની તેની પ્રબળ ઇચ્છા હતી; તેથી તે નોકરીની એક જ ધૂનમાં રાતદિવસ ફરતો રહેતો.

કીર્તિ ધનિક પિતાનો પુત્ર હતો. અભ્યાસમાં તે ખૂબ તેજસ્વી હતો. 'હોલ્કર કૉલેજ'નો તે આશાસ્પદ વિદ્યાર્થી ગણાતો. સ્વભાવે ખૂબ મિલનસાર અને વાચાળ હતો. તે કૉલેજના બીજા વર્ષમાં અભ્યાસ કરતો હતો; પરંતુ કૉલેજની વિવાદસભામાં બી. એ. નો વિદ્યાર્થી પણ તેની સામે ઊભો રહેવાની ભાગ્યે જ હિંમત કરતો. વિશાળ વાચન, છાપ પાડે તેવી બોલવાની છટા અને જોરદાર દલીલશક્તિને લીધે વિવાદસભા, કૉલેજના ઉત્સવો કે બહારની પ્રવૃત્તિઓમાં તે આગળ પડતું સ્થાન ધરાવતો. વ્યાયામ કે રમતગમતમાં તે ખાસ ભાગ લેતો નહિ; છતાં તેના શરીરનો બાંધો મજબૂત અને અવયવો સપ્રમાણ હતા. તેનો સુંદર ઢબનો પોષાક તેના દેહને શોભા આપવામાં સફળ નીવડતો. જેવી એની મુખમુદ્રા આકર્ષક હતી, તેવી જ એની વાણી મધુર હતી. સાહિત્ય, સંગીત અને બીજી વિદ્યાર્થીવિષયક પ્રવૃત્તિઓમાં તે રસ ધરાવતો. તેની કીર્તિ શહેરની બીજી હાઈસ્કૂલો અને કૉલેજો સુધી પહોંચી ગઈ હતી.

પંકજ અને કીર્તિ મૅટ્રિકમાં સાથે જ ભણતા. બન્ને અભ્યાસમાં એક સરખા કુશળ હતા, અને શિષ્યવૃત્તિ માટે એક બીજાના હરીફ ગણાતા. પંકજ સ્વભાવે શાન્ત અને ગંભીર હતો, પહેરવેશમાં સાદો હતો, ઓછું બોલતો અને

પોતાના કાર્યમાં જ તલ્લીન રહેતો. એથી તે શિક્ષકવર્ગમાં વધુ માનીતો બન્યો હતો. કીર્તિને શિક્ષકોના માનીતા બનવાની ઇચ્છા નહોતી. એનું ધ્યેય વિદ્યાર્થીઓની પ્રશંસા પ્રાપ્ત કરવાનું રહેતું. તોફાની અને ટીખળી સ્વભાવથી તેને વિદ્યાર્થીઓમાં એક પ્રકારનું વર્ચસ્વ પ્રાપ્ત થયું હતું. નબળા શિક્ષકોને પજવીને અને સબળાને પોતાના જ્ઞાનથી આંજી નાખીને, અને કોઈવાર પ્રશ્નો પૂછી તેમને મૂંઝવવાની કોશિશ કરીને, જેટલો તે શિક્ષકોમાં અપ્રિય બન્યો હતો, તેટલો જ તે વિદ્યાર્થીઓમાં પ્રિય બન્યો હતો. મૅટ્રિકની પરીક્ષામાં વિવિધ ચિંતાથી વીંટળાયેલા પંકજ કરતાં તેનું પરિણામ ઊંચું આવ્યું હતું, એનો તેને ગર્વ રહ્યાં કરતો. છતાં પંકજ પ્રત્યે તે સહાનુભૂતિ દર્શાવતો, પોતાના જ પગ ઉપર ઊભા રહીને અભ્યાસ કરવા માટે તેની પ્રશંસા કરતો, અને તે કૉલેજમાં આવી ન શક્યો માટે તેના પ્રત્યે દિલસોજી ધરાવતો.

જો પંકજ મૅટ્રિકની પરીક્ષામાં તેના કરતાં આગળ આવ્યો હોત, અથવા તે કૉલેજમાં પણ તેના હરીફ તરીકે ચાલુ રહ્યો હોત, તો તેની સહાનુભૂતિ પંકજ પ્રત્યે કદાચ દ્વેષ રૂપે પરિણમત. પણ હવે દ્વેષનું કોઈ કારણ નહોતું; અને તે પંકજ પ્રત્યેનો સ્નેહ અને મમતા ચાલુ રાખી શક્યો હતો.

પંકજ અને કીર્તિના ગુણ અને સ્વભાવ વચ્ચે જેટલો તફાવત હતો, તેટલો જ તફાવત તેમની બન્નેની આર્થિક સ્થિતિ વચ્ચે હતો. છતાં પરસ્પર એક બીજાના ગુણ અને શક્તિ માટે એક બીજાને સારું માન હતું; અને તેથી તેમની વચ્ચેની સામાન્ય મિત્રતા પંકજે અભ્યાસ છોડયા પછી પણ ટકી રહી હતી.

ઘણું ખરું કીર્તિ જ પંકજને ત્યાં આવતો; અને તેની અગાશીમાં બેસી, ગપ્પાં મારી ચાલ્યો જતો. પંકજને, ફુરસદ હોય તો, તેની વાતો સાંભળવી બહુ ગમતી. તે કીર્તિની દરેક પ્રકારની કુશળતાનાં વખાણ કરતો, ત્યારે કીર્તિ અભિમાનથી ફુલાતો.

કીર્તિનું આગમન પંકજના ઘરમાં તદ્દન સામાન્ય થઈ પડ્યું હતું. સરોજ પણ એની વાતોમાં રસ લેતી થઈ ગઈ હતી. પંકજની ગેરહાજરીમાં પણ કીર્તિ તેને ત્યાં આવતો અને સરોજ સાથે વાતે વળગતો. તેની વાતોમાં રમૂજ સાથે જ્ઞાનનું પણ તત્ત્વ રહેતું; અને તેથી તેનો વિનોદ ઊંચા પ્રકારનો લાગતો. કીર્તિની વાતો મુખ્યત્વે કૉલેજ જીવનના વિવિધ પ્રસંગો, સાહિત્યનાં પ્રકાશનો અને સાહિત્યકારો, રાજદ્વારી બનાવો અને રાજકારણી નેતાઓ, સંગીત અને સિનેમા—એમ વિવિધ વિષયો પરની હતી. અખબારો વાંચવાનો અને 'ટૉકીઝ' જોવાનો તેને ભારે શોખ હતો. તેણે જોયેલી ફિલ્મોની વાર્તા, નટનટીઓની કુશળતા, અભિનય, ફોટોગ્રાફી, નૈસર્ગિક દૃશ્યો વગેરેનાં વર્ણનો તે સરોજ પાસે કરતો; અને તેની કળાપ્રિયતાનું દર્શન કરાવતો. સરોજને આ બધી વાતોમાં બહુ રસ પડતો, અને તે મુગ્ધચિત્તે સાંભળતી.

સરોજ સાથે એકાંતમાં રસિક વાતો કરવામાં કીર્તિનો હેતુ વિકારી નહોતો; પણ ભણેલી જુવાન છોકરીઓ એના પ્રત્યે માન અને મમતાથી જુએ, એવી ઇચ્છા કીર્તિના હૃદયને એક ખૂણે બિરાજી રહી હતી. વાચાળ તો તે હતો જ, અને છોકરીઓના સહવાસમાં તે વધુ વાચાળ બનતો. તેની વાક્પટુતા જુવાનોના તરંગને પોષનારી અને મનોમુગ્ધ કરનારી હતી. કોઈપણ વિષયમાં તે તેનું જ્ઞાન અને પ્રવીણતા બતાવી આપતો.

કીર્તિના સ્વભાવમાં આ એક પ્રકારનો જાતીય આવેગ હતો. આવો આવેગ જાતીયશાસ્ત્ર પ્રમાણે કોઈપણ સ્ત્રી કે પુરુષમાં દષ્ટ કે અદૃષ્ટ હોય છે જ. કીર્તિમાં એ દષ્ટ સ્વરૂપે અને વધુ અંશે હતો. આ આવેગ વિકારી મનને ઉત્તેજિત કરે જ, એવું કંઈ ધોરણ હોતું નથી.

સરોજ શૈશવકાળથી જ મનોહર હતી. એના મુખ ઉપર સદા હાસ્ય ફરકતું રહેતું પિતાની હયાતીમાં એ પૂરાં લાડ પામી હતી. એને ત્યાં અનેક માણસોનો અવરજવર ચાલુ રહેતો; અને ભાગ્યે જ કોઈ એની સાથે ગેલ-ગમ્મત કર્યા વિના રહેતું.

પિતાના મૃત્યુ પછી માતાની જાતિ દેખરેખ નીચે એ ઉછરી હતી. માતાને કેળવણીની ધૂન લાગી હતી; અને એનું લક્ષ એને એની કલ્પના મુજબનો ઘાટ આપવામાં દોરાયું હતું. પરિણામે સરોજમાં ઊંચા સંસ્કાર, સદ્‌ગુણ અને જ્ઞાનનો પ્રવેશ થયો હતો; પરંતુ એનું શૈશવકાળનું સ્મિત અદૃશ્ય થતું જતું હતું, અને એ ધીમે ધીમે ગંભીર બનતી જતી હતી. માતાના અવસાન બાદ એના પર આવી પડેલી જવાબદારીએ એને વધુ ગંભીર બનાવી હતી. સાથોસાથ એના દેહમાં નવયૌવનનો સંચાર થતાં, એની મનોહરતામાં વૃદ્ધિ થઈ હતી. એનું સૌંદર્ય અને દેહલાલિત્ય ખીલી નીકળ્યું હતું. એની ગંભીરતાને લીધે એ વધુ જાજ્વલ્યમાન દેખાતી હતી. શાળામાં કે પડોશમાં એનો સારો પ્રભાવ પડતો. માતાએ અને મોટાભાઈએ એને નાની ઉંમરે સારું એવું શિક્ષણ આપ્યું હતું, અને અપાવ્યું હતું.

આથી કીર્તિ પણ એની સાથે ગંભીરતાપૂર્વક જ વાત કરતો. એનો વિનોદ મર્યાદા છોડી શકતો નહિ, કે તે કદી

એની મશ્કરી કરવા જેટલી છૂટ લઈ શકતો નહિ. સરોજની ગૌર દેહલતા, અને તેજસ્વીતાથી કીર્તિ અંજાઈ જતો; અને તેના જેવી કન્યાને પત્ની તરીકે મેળવવાની કલ્પના અને ઇચ્છામાં એ રાચતો. કીર્તિ ધનિક પિતાનો પુત્ર હતો, અને તેથી જો સરોજ કોઈ ધનિક કુટુમ્બનું ફરજન્દ હોત, તો એને પરણવાને એ તૈયાર થાત. પંકજ અને સરોજ પ્રત્યે એને સદ્‌ભાવ હોવા છતાં પણ, એમની ગરીબીને કારણે એક પ્રકારનો હળવો તુચ્છભાવ કીર્તિના મનમાં જાગૃત રહેતો હતો. આવા ગરીબ કુટુમ્બ સાથે સંબંધ બાંધવાથી એની પ્રતિષ્ઠા કે માનમરતબામાં વૃદ્ધિ થવાનો કશો સંભવ નહોતો. એથી સરોજના રૂપગુણનો એ સંપૂર્ણ પ્રશંસક હોવા છતાં, એને પરણવાનો એ વિચાર કરી શકતો નહોતો.

કીર્તિનાં માતપિતા એના લગ્ન માટે બહુ ચિંતાતુર રહેતાં. એના માટે અનેક ધનિકોની કન્યાઓનાં માગાં આવતાં, પણ કીર્તિને તેમાંથી એકકે કન્યા પસંદ આવતી નહિ. કોઈ કુરૂપ હતી, તો કોઈ સુંદર હોવા છતાં ભણેલી નહોતી; કોઈ સ્વભાવે દીન હતી, તો કોઈ ગર્વિષ્ઠ હતી; કોઈ રંગે શ્યામ હતી, તો કોઈનું શરીર સ્થૂલ હતું; કોઈ અતિ શરમાળ હતી, તો કોઈ અતિ ઉદ્ધત હતી. એક વાર એની બહેને એક મોટા રાજ્યના દીવાનની કન્યા શોધી કાઢી. તે કૉલેજમાં અભ્યાસ કરતી હતી, અને સારું ટેનિસ રમી જાણતી. એનું શરીર પણ સપ્રમાણ હતું, અને ચામડીનો રંગ પણ ગોરો હતો. સ્વભાવે નમ્ર અને વિચારે તેજસ્વી હતી. સૌને લાગ્યું કે, કીર્તિને આ કન્યા ગમશે જ. પણ કોણ જાણે કેમ, કીર્તિએ એ કન્યાને પ્રથમ દર્શને જ નાપસંદ કરી. નાપસંદગીનું કારણ એ રજૂ કરી શક્યો નહિ. એનાં કુટુંબીઓ એને સમજી શક્યાં નહિ.

બહુ પૂછપરછને અન્તે કીર્તિએ જણાવ્યું કે, એનાં Face features–મુખલક્ષણોમાં સ્ત્રીભાવ નહોતો. કીર્તિ જેવા સૌંદર્યમીમાંસકની આ મીમાંસા કોઈ સમજી શક્યું નહિ. આ નાપસંદગી પછી ઘરનાં માણસોને તેના વલણ પ્રત્યે અણગમો આવવા લાગ્યો. સૌ એના સ્વભાવ અને વિચારોથી નારાજ થયાં. માતાનું મન દુઃખી થયું, બહેનને ભાઈ મૂર્ખ લાગ્યો, અને પિતાને રોષ ચડયો.

કીર્તિને મન આ લોકો નારીપરીક્ષા માટે નાલાયક હતાં. પોતાનો મનોભાવ આ લોકોને કેમ સમજાવવો એ કામ એને માટે કઠિન થઈ પડયું. એની મનોસૃષ્ટિમાં સરોજનું પ્રતિક આવીને વસ્યું હતું. એ પ્રતિક બીજે કયાંય ન મળવાથી એ નિરાશ થયો હતો. એના મનનો ખેદ ભૂલવા એ સરોજને ત્યાં આવતો જતો અને તેની સાથે વાતે વળગતો. એના સહવાસમાં એ પોતાનો ખેદ ભૂલી જતો, અને પ્રફુલ્લચિત્તે એનું ઘર છોડતો. પંકજ અને કીર્તિ બે વર્ષ પહેલાં સહાધ્યાયી હતા, અને પરસ્પરને એકબીજામાં વખાણવા યોગ્ય ગુણો માલૂમ પડયા હતા, એટલે એમનો પરિચય વધ્યો હતો; પરંતુ એ પરિચય પરમમૈત્રીની હદ સુધી પહોંચી શકયો ન હતો. છતાં સરોજ અને કીર્તિ વચ્ચે જાણ્યે અજાણ્યે મૈત્રીની ગાંઠ બંધાતી જતી હતી. પરસ્પરને એક બીજા પ્રત્યે માન હતું; અને તેઓ પોતાના મનોભાવ પણ એકબીજા પાસે પ્રકટ કરતાં થયાં હતાં. એનું પરિણામ એ આવ્યું કે, કીર્તિની આ કુટુંબની ગરીબાઈ પ્રત્યેની તુચ્છતા ધીમે ધીમે ગૌરવમાં ફેરવાઈ જતી હતી; અને આવાં સંસ્કારી મિત્રોની મૈત્રી અને સ્નેહ મેળવવા માટે તે પોતાની જાતને ભાગ્યશાળી ગણતો થયો હતો.

વ્યવહારશુદ્ધિ જળવાઈ રહે, અને કદી પોતાની કે સરોજની પ્રતિષ્ઠાને આંચ ન આવે માટે તે પંકજની ગેરહાજરીમાં એને

ત્યાં બહુ આવતો નહિ; અને આવતો, ત્યારે બહુ બેસતો નહિ. કૉલેજની કેટલીક કન્યાઓ સાથે પણ તેને ગાઢ પરિચય થયો હતો, અને તેમની સાથે 'બિસ્કોપાર્ક'માં ફરવા જવામાં કે સિનેમા જોવા જવામાં તે સગર્વ આનંદ લેતો. પણ ધીમે ધીમે એના ચારિત્ર્યને હાની પહોંચાડનારી વાતો પ્રચલિત થવા માંડી હતી, ત્યારથી તેને આ જૂનવાણી અને શંકાશીલ સમાજ પ્રત્યે રોષ પેદા થયો હતો; પરંતુ એ જ સમાજમાં પ્રતિષ્ઠા ધરાવવાની એની મહેચ્છા હોઈને, એ સમાજ સામે બળવો પોકારવાને એ શક્તિમાન નહોતો. ત્યારથી એણે જુવાન છોકરીઓ સાથે ખુલ્લી રીતે હરવા ફરવાનું બંધ કર્યું હતું.

એને ઘણીવાર આ જૂનવાણી પ્રદેશને છોડી દઈને મુંબઈ જેવા સુધરેલા શહેરમાં જઈને વસવાનું મન થતું; કે જ્યાંનો સમાજ ઉદાર અને વિશાળદિલ હતો, કોઈના અંગત જીવન પ્રત્યે જ્યાં ટીકા કરવામાં આવતી નહિ, અને જ્યાંનું વાતાવરણ શંકા કે નિંદાથી પર હતું, એવી તેની માન્યતા હતી. પરંતુ એના પિતા એને ઈંદોરમાં જ પોતાની આંખ સામે રાખવા માગતા હતા અને તેથી એની આકાંક્ષાઓ પર પડદો પડી ગયો હતો.

કીર્તિ ઘણુંખરું રાત્રે જ પંકજને ત્યાં આવતો, અને નોકરી માટેના એના પ્રયાસનું પરિણામ પૂછતો, જેનો ઉત્તર હંમેશાં નિરાશામાં જ મળતો. પંકજને નિરાશ જોઈ, તે આશા આપતો; અને નસીબ આડે રહેલું પાંદડું એકાએક કેમ ખસી જાય છે, એનાં દષ્ટાંતો આપી એનું મન બહેલાવવા કોશિશ કરતો. એની ગમગીની દૂર કરવા, તે એને સિનેમા જોવા લઈ જતો. સરોજ પણ તેમની સાથે આવતી. કોઈવાર પોતાની ગાડીમાં એમને દૂર સુધી ફરવા લઈ જતો. આમ તે

ભાઈ બહેનનો નિકટનો સાથી અને પરમ મિત્ર બનતો જતો હતો, અને તેમના દુ:ખના દિવસોમાં આશ્વાસન આપ્યે જતો હતો.

આમ ને આમ બે–ત્રણુ માસ પસાર થઈ ગયા, પણુ ક્યાંય નોકરી મળી શકી નહિ. કીર્તિએ ઉછીના આપેલા બસો રૂપિયા પણુ લગભગ ખર્ચાઈ જવા આવ્યા હતા; અને હવે વધુ માગવાની એની હિંમત ચાલે એમ નહોતું.

છેવટે કીર્તિએ એને સલાહ આપી કે એણે શેઠ દીનદયાળને ત્યાં જ બીજા કોઈ ખાતામાં જોડાઈ જવું. પણુ આમ વારંવાર બદલી માગવાનું પંકજને રુચ્યું નહિ. એના એકાએક ચાલ્યા જવાથી શેઠ અને ગોપાળ તેના પર ગુસ્સે થયા હશે, એમ તે માનતો હતો, અને તેથી એના જેવા ચલિતમનના માણસને તેઓ ફરીથી નોકરીમાં ન રાખે, એવી તેને ખાતરી પણુ હતી ગોપાળ પાસે લાચારી કરવા જવાનું પણુ તેને રુચતું નહોતું. પણુ કીર્તિએ કહ્યું કે, ‘ગરજ પડે ત્યારે ગધેડાને કાકા કહેવામાં શરમ ન રાખવી જોઈએ’ ત્યારે અગાઉનો પ્રસંગ યાદ આવવાથી બધાં હસી પડયાં.

છેવટે એમ નક્કી થયું કે, કીર્તિએ ગોપાળને મળીને માર્ગ કાઢવો.

બીજે દિવસે તે ગોપાળને મળ્યો, અને તેની વાક્પટુતાથી એને પીગળાવ્યો પણુ ખરો: ‘અરે શેઠ! તમારા જેવા વડીલ બેઠા હોય, ને પંકજને બેકાર રખડવું પડે, એ તમારી શોભા નહિ! શેઠ સાહેબને સમજાવી એને ફાવે એવી સારી જગ્યા અપાવો, કે કાયમની પંચાત ટળે, અને લોકો તમારી ટીકા

કરતા બંધ થાય ! તમે તો એ મૂર્ખ છોકરા તરફ બહુ લાગણી રાખો છો, પણ સમાજ શું જાણે ? '

ગોપાળે કહ્યું: ' એણે માગી એ બદલી મેં એને અપાવી હતી; છતાં એ કામ કરી ન શક્યો.'

' મુરબ્બી ! એની મૂર્ખાઈ હું સમજું છું. કડકાઈથી કામ લેવાની આવડત જ નહિ ને ! તમારી આંખ સામે એને રાખીને તમારે કેળવવો પડશે. મેં એને બહુ ઠપકો આપ્યો છે. પણ છોકરો છે પ્રમાણિક, તમારી પાસે જાતે આવતાં શરમાતો હતો, એટલે હું જ આવ્યો. કહો કઈ જગ્યાએ ગોઠવીશું ? ' કીર્તિએ પૂછ્યું.

' શેઠને પૂછી જોઈશ. '

' વાહ ! શેઠ તમને પૂછ્યા વિના પાણી પણ ક્યારે પીએ છે ? સાચા શેઠ તો તમે જ છો ! તમારો બોલ શેઠે ન ઝીલ્યો સાંભળ્યો નથી ! '

એમ વિવિધ પ્રકારે સમજાવીને, શરમાવીને અને ફુલાવીને, કીર્તિએ ગોપાળ પાસેથી વચન લીધું કે, પંકજની ચાલુ પગારે ભંડારી× તરીકે નિમણૂક કરવી.

પંકજ અને સરોજે કીર્તિનો ઉપકાર માન્યો. ભાઈબહેનના મનમાં કીર્તિ વિષે ઊંચું માન ઉત્પન્ન થયું. સરોજે કીર્તિની શક્તિની મુક્તકંઠે પ્રશંસા કરી. માથે લીધેલાં કાર્યની સફળતાથી, અને સરોજની પ્રશંસા પ્રાપ્ત કરવાથી, કીર્તિનું હૃદય ગર્વિત બન્યું હતું.

×કેશિયર.

## પ્રકરણ અગિયારમું..........દીનદયાળની પુત્રલાલસા

'શેઠ સાહેબ! નમસ્કાર!'

'કેમ! ગોપાળ? શા ખબર છે?'

'આનંદ છે, શેઠ સાહેબ! આપના પ્રતાપે.' કહીને ગોપાળ શેઠની સામે સોફા પર બેઠો. પછી બે હાથ જોડીને કહ્યું: 'એક અરજ છે.'

'તે કહી નાખ ને! શું છે?' શેઠે હીંડોળાને પગ વતી ઝુલાવીને પૂછ્યું.

'શેઠ સાહેબ! મારો ભાણેજ આપણે ત્યાં નોકરીમાં હતો.'

'હા. તે ક્યાં છે હમણાં?'

'રખડે છે, સાહેબ! એને આપણે ત્યાં પાછો ગોઠવી દેવા અરજ છે! શેઠ સાહેબ!'

'તે એમાં અરજ શી કરવી'તી ? ગોઠવી દો, ઠીક પડે ત્યાં. એને શિખામણ આપજો કે, એક જગ્યાએ ચોંટી રહે; નાસભાગ ન કરે.'

'સમજાવીશ, સાહેબ ! જુવાન લોહી છે ને ! વખત જતાં ઠરી જશે એ તો.'

'બીજું કંઈ ?'

'હા. સાહેબ ! એને ભંડારીની જગ્યા આપો તો સારું. બીજે નહિ ફાવે. છોકરો છે વિશ્વાસુ.'

'એ જગ્યાએ તો સૂરજરામ માસ્તર કામ કરે છે ને ?'

'એને હવે વસૂલાતમાં મૂકીએ. માસ્તર છે ભારે રોફવાળો ! ધાકધમકીથી જ નાણાં વસૂલ કરી શકે એવો છે. અદાલતે જવાની જરૂર ન પડે. અમારો પંકજ છે, નબળા મનનો. એનું કામ જ નહિ. નહિતર આવી મજાની જગ્યા છોડે ખરો ?'

'છોકરો છે હજુ, ધીમે ધીમે ઘડાઈ જશે.' શેઠે કહ્યું અને ફરી હીંડોળો ઝુલાવી પૂછ્યું: 'સૂરજરામને માઠું નહિ લાગે ?'

'ના રે ! સાહેબ હું એને સમજાવી લઈશ.'

'તમારા ભાણેજને બીજી કોઈ જગ્યાએ ગોઠવીએ તે ?'

'એને, શેઠ સાહેબ ! બીજે ક્યાંય નહિ ફાવે. અને......' ગોપાળ જરા અટક્યો.

'શું ?'

'મેં, સાહેબ, એ જગ્યા અપાવવાનું એને વચન આપી દીધું છે!' ગોપાળે દીનતાપૂર્વક હાથ જોડયા.

'તુંય માળો, જબરો લાગે છે! વચન પણ આપી દીધું! ત્યારે પૂછવા શું આવ્યો?'

'પૂછવું તો જોઈએ ને, શેઠ સાહેબ! આપ તો અન્નદાતા છો!'

'ઠીક ત્યારે. તને રૂડું લાગે એમ કર!'

ગોપાળ ખુશી થયો, એ ધીમે ધીમે પેઢીમાં પોતાનાં માણસો ગોઠવવાની પેરવી કરતો હતો. સુરજરામ અને બીજા ગુમાસ્તાઓએ તેની વિરુદ્ધમાં શેઠ પાસે ખટપટ શરૂ કરી હતી, અને તેથી એના વિરોધીઓને હળવે હળવે દૂર કરી, એ પોતાનાં જ માણસોને પેઢીમાં અગત્યની જગ્યાએ ગોઠવવા ઇચ્છતો હતો; એટલા માટે તો એણે કીર્તિની માગણી આટલી સહેલાઈથી સ્વીકારી લીધી હતી.

'આપનો ઉપકાર, શેઠ સાહેબ! ત્યારે હું રજા લઉં?' ઊભા થતાં ગોપાળે કહ્યું અને બે હાથ જોડયા.

'હા. આવજે.'

ગોપાળે જવા માંડયું.

'અરે...ગોપાળ?' શેઠે બૂમ મારી તેને પાછો બોલાવ્યો.

'જી, હજૂર!' કહેતો તે પાછો ફર્યો.

'અહીં આવ તો!' શેઠે તેને પોતાની નજીક આવવા હાથ વતી સૂચના કરી.

હીંડોળો ઊભો રાખી, જરા દૂર ખસીને શેઠે કહ્યું : ' અહીં બેસ ! '

શેઠની બાજુમાં હીંડોળા પર બેસવામાં મર્યાદાભંગ થતો હોય તેમ ' જી, નહિ ' કહી, એક ખુરશીને તદ્દન હીંડોળા પાસે ખેંચી એ તેના પર બેઠો.

શેઠે ધીમે સ્વરે પૂછ્યુઃ ' આ છોકરાને માબાપ નથી, કેમ ? '

' કોને, સાહેબ ? '

' આ પંકજને. '

' ના, જી. '

' એ એક જ ભાઈ...'

' હા, જી. '

' અને...એક બહેન. '

' હા, જી. ' શેઠ આ હકીકત શા માટે પૂછે છે, તે કળી ન શકવાથી, વિસ્મય પામી ગોપાળ શેઠના મુખ સામે ડોળા ફાડી જોઈ રહ્યો.

' કોઈ વાર પેઢીમાં એના ભાઈ પાસે આવતી જતી, એ જ કે ? '

' હા, જી. સાહેબ ! '

' છોકરીનાં હજુ લગન નથી કર્યાં ?'

' ના, જી. વેવિશાળ કરવાનો વિચાર છે.' ગોપાળે કહ્યું. હજુ તે શેઠનો આશય સમજી શક્યો નહોતો.

'થઈ છે, ઉંમર લાયક હવે.'

'પંદર–સોળ વર્ષની થઈ છે.'

'છે પણ માળી ફૂટડી! ભગવાન ગરીબને ઘેર પણ રૂપ ઠાલવે છે ને?'.

'ભગવાનની એ જ માયા છે!' શેઠનો હેતુ સમજવા ગોપાળ કોશિશ કરવા લાગ્યો. 'પેટીવાજું વગાડે છે; ને ગાય છે પણ સારું. છઠ્ઠી અંગ્રેજી ભણે છે.' શેઠનો આશય સમજ્યા વિના એમની હા એ હા મિલાવી કહ્યું.

'સારું', સારું. એના ભાઈને માણસ મોકલી ખબર આપો કે, ભંડારીની જગ્યા સંભાળી લે! આજે શુભ તિથિ છે, શરદપૂનમ!'

'વારુ.'

'અને સાંજે પેઢી બંધ થાય, ત્યારે તું મને મળતો જજે.'

'જેવો હુકમ.' કહી ગોપાળ ઊઠયો, અને ખુરશી ઉપાડી દૂર મૂકી. શેઠ હીંડોળાને જોસથી હીંચકો નાખી, આડે પડખે થયા.

પંકજ તે દિવસથી પેઢીમાં ગોઠવાઈ ગયો. 'ભંડારી'ની માનભરી જગ્યા તેને મળી ગઈ. કામ હળવું હતું; અને વખત પણ નિયમિત હતો. સાંજે ૭ વાગ્યે સિલક મેળવીને તિજોરી બંધ કરવાનો નિયમ હતો.

પણ સૂરજરામ માસ્તરને આ ફેરફાર ન જ રુચ્યો. બપોરે ગોપાળની ગેરહાજરીમાં તે શેઠને મળ્યો; અને તે જગ્યાએ ચાલુ રાખવા અરજ કરી; પણ શેઠે કહ્યું: 'હમણાં ફેરફાર

કાયમ રાખો. આગળ ઉપર જોયું જશે.' શેઠ અને ગોપાળ, બન્ને પર ચીડાતો, ખીજાતો, અંતરમાં બળતો તે પાછો ફર્યો. ગોપાળ ઉપર શેઠના ચારે હાથ હતા, એટલે એની વિરુદ્ધમાં બોલવા જતાં, કદાચ નોકરી પણ ગુમાવવાનો સંભવ હતો; એટલે એણે મૂંગે મોઢે આ અન્યાય સહન કરી લીધો.

સાંજે પેઢીના નોકરો ચાલ્યા ગયા પછી ગોપાળ શેઠને મળ્યો. શેઠે તેને આગ્રહ પૂર્વક હીંડોળા પર બેસાડ્યો. બન્ને વચ્ચે અર્ધોક કલાક ધીમા સ્વરે વાતચીત થઈ. બધી ચર્ચા સરોજના નામની આસપાસ ગુંથાઈ હતી.

શેઠ દીનદયાળ ત્રણ બૈરી પરણ્યા હતા. પહેલી સ્ત્રી ગુજરી ગઈ હતી; બીજીને કંઈ સંતાન નહોતું; અને ત્રીજીએ ત્રણ દીકરીઓને જ જન્મ આપ્યો હતો. આમ શેઠના અંતઃપુરમાં હાલ બે શેઠાણીઓ હતી, છતાં તે શેઠની અઢળક સંપત્તિનો ઉપભોગ કરનાર વારસદારને જન્મ આપી શકી નહોતી. ઉમર વધતી જતી હતી, તેમ શેઠની પુત્રલાલસા પણ વધતી જતી હતી. આ એક જ ચિંતાએ એનો સર્વ આનંદ હરી લીધો હતો.

પ્રૌઢાવસ્થા વીતી જાય તે પહેલાં, વધુ એક વાર લગ્ન કરવાને એ વિચારી રહ્યા હતા, એવામાં સરોજ એની નજરે ચડી ગઈ. એના મગજમાં એક વાર ચમકાર થઈ ગયો. એના મનમાં તરંગો ઊડવા લાગ્યા. આવી સર્વાંગસુંદર સ્ત્રી મળી જાય, તો એના શુષ્ક બની ગયેલા જીવનમાં રસિકતા પ્રવેશે, એની યુવાવસ્થાનો આનંદ ફરી પ્રાપ્ત થાય, સમાજમાં એ મૂછે તાલ દઈ ફરી શકે, અને તેની પુત્રલાલસા પણ તૃપ્ત થાય.

તે માટે પંકજને સમજાવવો જોઈએ, મનાવવો જોઈએ અને લલચાવવો પણ જોઈએ. એ માટે તે કંઈપણ પ્રયાસ

શરૂ કરે, તે પહેલાં પંકજ નોકરી છોડી ચાલ્યો ગયો; અને તેની મનોર્મિઓ વિલય પામી.

પણ આજે ગોપાલે પંકજને નોકરીમાં ફરીને દાખલ કરવાની દરખાસ્ત કરી, ત્યારે એણે તે તરત જ સ્વીકારી. એની મનોર્મિઓને પાછો વેગ મળ્યો, અને એની લાલસા ફરી સતેજ થઈ.

ગોપાળની લાગવગ શેઠ પાસે ઘણી મોટી હતી, તેનાં અનેક કારણો હતાં. વેપારમાં તો તે પાવરધો હતો જ; ઉપરાંત ધનપ્રાપ્તિ માટેની શેઠની કુટિલતાને એ બરાબર અમલમાં મૂકી શકતો. શેઠની અંગત બાબતોમાં પણ એ સલાહ આપતો, અને શેઠને મદદ કરતો. એની વફાદારી પર શેઠને વિશ્વાસ હતો. શેઠના જીવનની એક પણ બાબત ગોપાળથી છૂપી નહોતી. એના મનોવ્યાપારનો પણ એ જ એક સાક્ષી હતો.

અને તેથી શેઠને ગોપાળ પાસે સંકોચ રાખવાનું કોઈ કારણ નહોતું. તેણે આખો દિવસ જે વાતને મનમાં ઘૂંટી હતી, તે ગોપાળને કહી.

'ગોપાળ ! એ તો તારા હાથની જ બાજી છે. તું એનો માસો છે; તું એનો વડીલ છે; તેં એને બબ્બે વાર નોકરીએ લગાડીને તેના પર ઉપકાર કર્યો છે. તું એને સમજાવ. છોકરી પણ સુખી થશે. ભિખારણ મટી મહારાણી બનશે; અને છોકરાને કાયમનો ઓથ મળશે. બે–ચાર હજાર વેરવા પડે, તોયે ફિકર નહિ. તું ધારે, તો આ કામ જરૂર પાર પાડે.'

'હું જરૂર કોશિશ કરીશ, મારા શેઠ સાહેબ ! આ તાબેદાર સેવક એક પણ પ્રયત્ન બાકી નહિ રાખે.' ગોપાળે

કહ્યું. 'પણ છોકરો એમ તરતમાં માની જાય એવો નથી. જરા મહેનત કરવી પડશે.'

'મને તારી શક્તિમાં વિશ્વાસ છે, ગોપાળ! શેઠે એના ખભા પર હાથ મૂકી કહ્યું. 'તું એ છોકરીને લાવી, મારું ભાગ્ય ઉઘાડી શકીશ; અને મારા અંધારા જીવનમાં દીવો પ્રગટાવી શકીશ.'

'આપ ધીરજ રાખશો, તો સારાં વાનાં થઈ રહેશે. ઉતાવળે આંબા પાકે એવું નથી. એને ઠેકાણે લાવતાં કેટલાયે ખેલ ખેલવા પડશે. પણ અન્નદાતા માટે હું બધું કરીશ; અને આપનું જીવન ઉજાળી આપીશ, શેઠ સાહેબ!'

શેઠ ખુશ થયા. પંકજને કેવી રીતે ઠેકાણે લાવવો, અને આ પ્રસંગમાંથી કેવી રીતે વધુમાં વધુ અંગત લાભ ઉઠાવવો, એનો વિચાર કરતો, ગોપાળ ઊભો થયો, અને શેઠને ફરીથી ખાતરી આપી, ઘેર જવાની રજા માગી.

'જા. ફતેહ કર, દીકરા!' કહી શેઠે ગોપાળનો વાંસો થાબડ્યો. નમસ્કાર કરી ગોપાળ ઘેર ગયો. શેઠ પાછા હીંડોળા પર લાંબા થયા.

## પ્રકરણ બારમું..................ગોપાળ દુર્જન નથી

પંકજ અને સરોજને દિવસે દિવસે કીર્તિ પ્રત્યે માન અને લાગણી વધતાં જતાં હતાં. પંકજની નોકરી ફરી ચાલુ થયા પછી ત્રણ ચાર દિવસ સુધી કીર્તિ પંકજને ત્યાં આવી શક્યો નહિ; એટલે પંકજ તેને ઘેર તેને મળવા ગયો. સરોજ પણ સાથે હતી.

કીર્તિ 'જૂના તોપખાના'ના લત્તામાં જ રહેતો હતો. એનું મકાન જેલરોડથી બહુ દૂર નહોતું. ભાઈબહેનને પોતાને ત્યાં સાથે આવેલાં જોઈને કીર્તિ બહુ ખુશ થયો. સરોજ આજે પહેલી જ વાર એને ત્યાં આવી હતી. કીર્તિ એને પોતાની મા તથા બહેનની પાસે લઈ ગયો, અને એનો પરિચય કરાવ્યો.

'પંકજને તો તમે ઓળખો છો.' કીર્તિએ એની માતા સામે જોઈ કહ્યું: 'એની બહેન સરોજ વિષે મેં તને કહ્યું હતું. આ સરોજ.' સરોજે કીર્તિની માતાને નમસ્કાર કર્યા. માતાએ એને પોતાની પાસે બોલાવીને બેસાડી.

પછી કીર્તિએ એની બહેન તરફ જોઈ કહ્યું: 'છઠ્ઠી અંગ્રેજી ભણે છે. આવતે વર્ષે મેટ્રિકમાં આવશે. સંગીત વિદ્યાલયમાં પણ અભ્યાસ કરે છે. સતાર અને દિલરુબા સુંદર વગાડી જાણે છે.'

સરોજને જોઈ કીર્તિની માતા ખુશી થઈ. એમને ત્યાં કીર્તિ સાથે કોલેજની કન્યાઓ કોઈ કોઈવાર આવતી; પણ કોઈ સરોજ જેવી નમ્ર, વિનયી અને ગંભીર નહોતી જણાઈ. માતાએ વધુ પરિચય માગ્યો. કીર્તિએ કહ્યું: 'આપણી જ જ્ઞાતિનાં છે. મૂળ વતન કાઠિયાવાડ.'

'એના પિતા શું કામ કરે છે?' ઉત્સુકતાથી કીર્તિની માએ પૂછ્યું.

'સરકારી નોકરીમાં હતા. દસ બાર વર્ષ પહેલાં ગુજરી ગયા છે. મા પણ એક સાલ પહેલાં ગુજરી ગયાં. ભાઈબહેન એકલાં જ છે.'

માતાની કલ્પના આ સાંભળીને ઠંડી પડી ગઈ. છોકરી પોતાને ગમી હતી. કીર્તિ તો ઘણીવાર એનાં વખાણ કરતો. 'પણ મા–બાપ વિનાની નિરાધાર છોકરી એની પુત્રવધુના પદ ઉપર કેમ શોભે!' એનું ધનિકતાનું અભિમાન ઘવાતું લાગ્યું. વાત એટલીથી જ અટકી.

પછી કીર્તિએ ભાઈબહેનને પોતાનું મકાન બતાવી કહ્યું: 'આ મકાન તૈયાર વેચાતું લીધેલું, એટલે મનગમતી સગવડતા એમાં થઈ શકતી નથી. 'તુકોગંજ'×માં નવો બંગલો બંધાય છે. દિવાળી પછી ત્યાં રહેવા જવાનું થશે. ત્યાંનું 'ફર્નિચર' પણ નવું જ તૈયાર થાય છે.'

પછી તેઓ કીર્તિના ઓરડામાં આવી બેઠાં. સરોજ તરફ જોઈ કીર્તિએ કહ્યું: 'માના ઓરડામાં હતી, તે મારી મોટી બહેન. એને મુંબઇ પરણાવેલ છે. એના સસરાની મુંબઈમાં બે મિલો છે. એનો વર બધો જ વહીવટ કરે છે. બહેનને મુંબઈનું પાણી અનુકૂળ નથી આવતું, એટલે ઘણો વખત તે અહીં જ રહે છે.'

એવામાં એક દાક્ષણી* ગૃહસ્થે તેના ઓરડામાં પ્રવેશ કર્યો. સાથે બે છોકરીઓ પણ હતી. તેમાંની એકે કીર્તિ તરફ અંગુલીનિર્દેશ કરી કહ્યું: 'આ કીર્તિભાઈ.'

કીર્તિએ નમસ્કાર કરી ગૃહસ્થને ખુરશી પર બેસવા વિનતિ કરી, છોકરીઓને પૂછ્યું: 'અરે! પુષ્પા! મનોરમા! તમે અચાનક?'

'આ મારા પિતાજી.' ગૃહસ્થ તરફ આંગળી ચીંધી પુષ્પાએ કહ્યું. 'તમારો આભાર માનવા આવ્યાં છીએ. નીચું જોઈને તેણે કહ્યું.

'અરે વાહ! એવા શિષ્ટાચારની જરૂર ખરી કે?' કીર્તિએ હસીને કહ્યું.

'નહિ, નહિ. તમે મારી છોકરીઓની આબરૂ બચાવી લીધી છે. તમે જીવનું જોખમ ખેડયું છે. અમે શું એટલી કૃતજ્ઞતા ન દાખવીએ?'

'મુરબ્બી! આ જુલમને જોઈ રહે, એ જુવાન શાનો! મને તો એટલું દુઃખ રહી ગયું કે, બેમાંથી એકકે ગુંડાને હું

× ઇન્દોરનો ધનિક લત્તો * મહારાષ્ટ્રીય

પકડી શકયો નહિ !' કીર્તિએ કહ્યુંઃ એના ચહેરા પર ગર્વનો પ્રકાશ ચમકતો હતો.

'હવે અમે જઈશું.' શિષ્ટાચાર જાળવવા પંકજે કહ્યું.

'ના, ના, બેસો. કશું ખાનગી નથી. કાલે સાંજે આ ગૃહસ્થ એમની આ દીકરીઓ સાથે 'ક્રીશ્ચિયન કોલેજ'ના રસ્તા પર ફરવા નીકળેલા. એમને એકલાં જોઈને બે ગુંડાઓએ આ બહેનો પર હલ્લો કર્યો. એમને શી ખબર કે, હું પાછળ જ હતો ! હું તો આડું અવળું જોયા વિના બન્ને પર તૂટી પડયો. આ બહેનો તો બિચારી ધ્રૂજે; ને ગૃહસ્થની વૃદ્ધાવસ્થા ! નહિતર એકાદને પકડી રાખત. બન્ને પલાયન કરી ગયા.' વાત કહેતાં કીર્તિનું હયું અભિમાનથી ઊછળતું હતું.

કીર્તિને કયા શબ્દોમાં ધન્યવાદ આપવા, તે ભાઈ કે બહેનને સૂઝયું નહિ. આશ્ચર્યમુગ્ધ બની તેઓ કીર્તિ તરફ જોઈ રહ્યાં.

'બન્ને ગુંડા ભયંકર હતા. પણ એમનાથી ડરી જઈએ તો કેમ ચાલે ? આ બહેનોનું શું થાય ! આવા પ્રસંગે જીવનને વહાલું કરવા કેમ થોભાય ? સારું થયું, એમની પાસે કોઈ હથિયાર નહોતું; નહિતર મને જીવતો છોડે ?' કીર્તિએ સરોજ સામે જોઈ કહ્યું.

'પણ મને આ જિંદગી પર એવો મોહ નથી. સ્વાર્થ ખાતર જીવનાર તો કીડા સમાન છે !' કીર્તિએ ભાષણ ચાલુ રાખ્યું. 'જો માણસ આવા પ્રસંગે ભીરુતા બતાવે, અને પોતાની આંખ સામે આવું મહાન અકલ્યાણ થવા દે, તો માણસ મનુષ્ય જ શાનો ? એક કાગડા ઉપર કૂતરો કે બિલાડી ધસી જઈને તેના ઉપર હુમલો કરે છે, ત્યારે સેંકડો કાગડાઓ

એકઠા થઈને 'કા...કા...' કરી મૂકે છે. એનામાં કૂતરા કે બિલાડી સાથે થવાની શક્તિ હોય, તો એ સામા પણ થાય; એવા એની જાતના હજારો એકઠા થાય, તો પણ એક કાગડાને બચાવી શકે નહિ, એટલે 'કા... કા...' કરીને એનો રોષ પ્રગટ કરે છે. માણુસ સામે માણુસ ન લડે, અને આવી ગાય જેવી બહેનોનું રક્ષણુ ન કરે, તો એ પશુપક્ષીથીયે બદતર કહેવાય!'

પોતાની મહત્તા દર્શાવવાનો કીર્તિને શોખ હતો; તેમાંયે જ્યારે સરોજ અહીં હાજર હતી, ત્યારે એને આકર્ષવાનો આ પ્રયોગ–એનું વર્ણન એ કેમ જતું કરે! એણે આ અને આવા બીજા અર્ધસત્ય તથા કેવળ કાલ્પિત પ્રસંગો પણ આ પ્રેક્ષક સમૂહ પાસે કહી સંભળાવ્યા.

કીર્તિનું વિવેચન પૂરું થતાં નમસ્કાર કરી વૃદ્ધ ગૃહસ્થ ઊભા થયા. 'આપના પિતાશ્રી છે કે? જરા મળતો જાઉં.'

'નહિ જી. હમણાં બહાર પધાર્યા.'

'માતાજી?'

'નહિ, નહિ. એમને વાત કરશો નહિ. એમનું હૃદય બહુ નરમ છે. આ બધા શિષ્ટાચારની કંઈ જરૂર નથી.' કીર્તિએ કહ્યું: અને ગૃહસ્થને વિદાય આપી. છોકરીઓ કીર્તિને નમસ્કાર કરી, નીચું જોઈને, પિતાની સાથે ચાલતી થઈ.

'પંકજ! તમારે તો રોકાવાનું છે. માએ તમને જમીને જવાનું કહેવરાવ્યું છે. એમનું માન રાખવું જ જોઈએ ને?' કહીને તેણે તે રાત્રે એમને જમવા રોકયાં. ત્યાંથી સિનેમા થિયેટરમાં લઈ ગયો. એમ તેણે પંકજ અને સરોજની પૂરી મહેમાનગતી કરી.

કીર્તિનો તેમના પ્રત્યેનો સ્નેહભાવ, ઉદારતા, તેની સાહસિકતા, ભાવનાશીલતા વગેરેનાં વખાણ કરતાં ભાઈ-બહેન મોડી રાત્રે ઘેર આવ્યાં.

બીજે દિવસે સાંજના વર્તમાનપત્રોમાં કીર્તિની બહાદુરીનો પ્રસંગ પ્રગટ થયો હતો. કીર્તિ જ્યારે પંકજને ઘેર આવ્યો, ત્યારે એક વર્તમાનપત્ર લેતો આવ્યો હતો. આ પત્રમાં કીર્તિનો ફોટો પણ હતો. પંકજ હજુ પેઢીએથી નહોતો આવ્યો.

'છાપામાં શા સમાચાર છે?' સરોજે કીર્તિને તેના હાથમાં છાપું જોઈને પૂછ્યું.

'ખાસ કંઈ નથી. કાલે મેં કહ્યો હતો, ને, તે પ્રસંગ એમાં પ્રગટ થયો છે!' કીર્તિએ બેદરકારીપૂર્વક કહ્યું: 'એક મિત્ર હમણાં મળ્યો, તેણે મારું લક્ષ ખેંચ્યું, ત્યારે માલૂમ પડ્યું!'

સરોજે તેના હાથમાંથી છાપું લઈને જોયું. હેવાલ વાંચ્યો. ફોટા સામે જોઈને કહ્યું: 'વાહ! સુંદર વર્ણન કર્યું છે!'

'મેં તો એ છોકરીઓને અને તેના પિતાને કહ્યું હતું કે, આ વાતની કશી જાહેરાત ન કરવી. પણ એમને આ કાર્ય માટે મારો આભાર માનવાનું અને એની જાહેરાત કરવાનું બહુ ગમે છે. ભલા માણસ! છાપામાં પણ મોકલવાનું ભૂલ્યા નથી!' કીર્તિએ પોતે છાપામાં આ વિગત મોકલી હતી, એ છુપાવવા માટે આમ કહીને કોશિશ કરી.

પંકજ આવ્યો તે પહેલાં એ છાપું ત્યાં જ મૂકીને ચાલ્યો ગયો હતો.

ત્રીજી રાત્રે કીર્તિ પંકજને ત્યાં આવ્યો. ગમે તેમ પણ તે વખતે તેના હોશકોશ ઠેકાણે નહોતા; એના સ્વભાવમાં ત્યારે વિનોદ નહોતો; નિખાલસપણું નહોતું. ગંભીરતાપૂર્વક એણે પંકજને નીચે બોલાવીને કહ્યું: 'મારે એકાએક રૂપિયાની જરૂર પડી છે. માફ કરજે, તારી પાસે માગણી કરવી પડે છે, તેથી હું શરમાઉં છું; પણ મારે અત્યંત જરૂર છે. આવતી આપી શકીશ?'

પંકજે 'હા' કહી. હા કહે જ છૂટકો હતો. રૂપિયા કીર્તિના લેણા હતા. ખરે વખતે તેણે એને મદદ કરી હતી. તેણે રૂપિયા ન ધીર્યા હોત, તો ત્રણ માસ સુધી તે કેવી રીતે ચલાવી શકત? વળી તેને ફરીથી નોકરીએ લગાડી દેવાની પણ એણે જ કોશિશ કરી હતી. એના પ્રતાપે ભંડારીની સારી જગ્યા તે પ્રાપ્ત કરી શક્યો હતો. તેને જરૂર પડે, તો ના કેમ કહેવાય? એણે કહ્યું: 'ભલે. કાલે સાંજે લાવી આપીશ.'

'પંકજ! માઠું ન લગાડતો. ખાસ જરૂર ન હોત, તો હું રૂપિયા ન માગત. મેં વચન આપી દીધું છે, નહિતર ચલાવી લેત.' કીર્તિએ દિલગીરી દર્શાવતાં કહ્યું.

'કીર્તિ! ચિંતા ન કર. મને માઠું લાગવા કંઈ કારણ નથી. તારો મારા પર ઉપકાર છે, એ હું કેમ ભૂલું? કાલે આ જ વખતે રૂપિયા હું તૈયાર રાખીશ.' પંકજે વચન આપ્યું; અને કીર્તિને વિદાય આપી.

વચન તો આપ્યું; પણ રૂપિયાની તેની પાસે કશી સગવડ નહોતી. એવો કોઈ મિત્ર પણ નહોતો, જેની પાસેથી તે ઉધાર લાવી શકે. રૂપિયા બસો કેમ મેળવવા, એ વિચારમાં તેને તે રાત્રિ ઊંઘ ન આવી. સવારે વહેલો ઊઠી, તે ફરવા ગયો. ફરતાં ફરતાં ઘણા વિચારો કર્યા. ગોપાળ પાસે લાચારી કરવાનું તેને પસંદ નહોતું. પાછા ફરતાં તે વિનાયકને ત્યાં ગયો. વિનાયક ફરજ ઉપર બહારગામ ગયો હતો.

'બડા શરાફા'માં કેટલાક વેપારીઓ તેને ઓળખતા થયા હતા. તેઓ ધીરધારનો ધંધો કરતા હતા; પણ તેમની પાસે રૂપિયા માગવા જતાં એને શરમ લાગી. 'છોટા શરાફા'માં કેટલાક અજાણ્યા વેપારીઓ હતા; તેઓ તેને અંગ ઉધાર ધીરે તેમ નહોતા. એના મગજ પરથી વિદ્યુતના ચમકારા પેઠે વિચાર પસાર થઈ ગયો કે, સરોજના 'મંગળસૂત્ર' પર એટલી રકમ મેળવી શકાય. પણ માતાની એ પવિત્ર ભેટ ઉપર એનો કોઈ અધિકાર નહોતો.

ઘેર આવી, જમીને તે પેઢીએ ગયો. કામમાં મન પરોવ્યું, પણ રૂપિયાની ચિંતા તેના મનમાંથી ખસી નહિ. બપોરે કામમાંથી જરા ફુરસદ મળી, ત્યારે એ વિચારવા લાગ્યો, પણ કશી સૂઝ પડી નહિ. ત્રણ વાગ્યા, ચાર વાગ્યા, પાંચ વાગ્યા. હવે શું કરવું?

એની સામે જ તાજી આવેલી સો રૂપિયાની બે નોટો પડી હતી, તે તરફ એનું લક્ષ ગયું. બરાબર બસો! પણ એ પૈસા ઉપર એનો હક્ક નહોતો. એમાંથી પૂછ્યા વિના એક પાઈ પણ ઉપાડવી એ અપ્રમાણિકતા અને ચોરી જ કહેવાય. આવું પાપ એનાથી કેમ થઈ શકે! પ્રામાણિક જીવન ગાળવાનો

માતાનો બોધ એનાથી ભૂલી શકાય એમ નહોતો. પંકજ, સુરભીનો પુત્ર ! એનાથી ચોરી કેમ થાય ? એનું અંતર એને ડંખ મારતું હતું.

એમ છતાં એણે કીર્તિને વચન આપ્યું હતું; અને તે એણે પાળવું જ જોઈએ. આજની સાંજ વીતે—માત્ર ત્રણ કલાક પસાર થાય—એટલે એ વચનભંગ થઈ ચૂક્યો ! વચન પાળવાનો બીજો કોઈ માર્ગ પણ નહોતો.

એણે વિચાર્યું: 'પૈસા ચોરવાની મારી દાનત તો નથી ! માત્ર આજે લઈને વહેલી સગવડે પાછા જ ભરી દેવા છે ! અપ્રામાણિકતાની એક પાઈ પણ હું લેવા માગતો નથી !' વહેલામાં વહેલી તકે પૈસા પાછા મૂકી દેવાનો નિશ્ચય કરીને, આ રૂપિયા માત્ર થોડા વખત માટે—અને તો એકાદ દિવસ માટે—વાપરવાનું એણે વિચાર્યું. ફરી મનમાં બબડ્યો: 'કોણ રોજ સિલક તપાસે છે ? આજે લઈ લઉં ! કાલે સગવડ કરી, પાછી મૂકી દઈશ !' આમ તેમ નજર ફેરવી, ખીસામાંથી રૂમાલ કાઢી, તે નોટ ઉપર પડવા દીધો, અને પછી રૂમાલ વચ્ચે નોટો ઉપાડી, તે ખીસામાં સેરવ્યો.

તેનું મન જરા શાન્ત થયું. દિવસ દરમ્યાન ગુમાવેલી સ્વસ્થતા પાછી મેળવી. છ વાગ્યે, કામ પૂરું કરી, તિજોરીની ચાવી તથા સિલકની ચિઠ્ઠી શેઠને આપી, તે સીધો ઘેર આવ્યો. સરોજને પૂછ્યું, તો માલુમ પડ્યું કે 'કીર્તિ હમણાં જ આવી ગયો.'

કીર્તિની તે રાહ જોવા લાગ્યો. જમ્યો; રાત પડી; પણ કીર્તિ ન આવ્યો. એને ચેન ન પડ્યું. ખીસામાં જોયું. નોટો

સલામત હતી. કોટ પહેરી તે બહાર નીકળ્યો, અને કીર્તિના ઘર તરફ ચાલ્યો.

બહાર નીકળતાં ‘ જેલ રોડ ’ ના નાકા ઉપર કીર્તિ તેને સામો મળ્યો. તેની બન્ને બાજુએ બે ગુંડા જેવા માણુસોને પંકજે જોયા; પણ તેમને તે ઓળખી શક્યો નહિ. પંકજને દેખતાં જ કીર્તિએ પૂછ્યું: ‘ રૂપિયા મળ્યા ? ’ એના મુખ પર ચિંતાનું આવરણ દેખાતું હતું.

‘ હા, આ રહ્યા.’ પંકજે નોટો કીર્તિના હાથમાં મૂકી. કીર્તિએ તે તપાસીને, સાથેના માણુસમાંના દરેકને એકેક નોટ આપી. બન્ને માણુસો તે લઈને ચાલતા થયા.

પંકજને આ પ્રસંગ સમજાયો નહિ. કીર્તિએ બે દિવસ પહેલાં વાત કરી હતી, તે ગુંડાઓ તો આ નહિ હોય ને ! એવી કલ્પના તેના મનમાં આવી. કીર્તિને તેણે આવો ગમગીન કદી નહોતો જોયો. એના ઉપર કંઈ આફત તોળાઈ રહી હોય, એમ પંકજને લાગ્યું. પણ પૂછપરછ કરવાનો એનો સ્વભાવ નહોતો.

કીર્તિએ જાણે છુટકારાનો દમ ખેંચ્યો. કપાળે પરસેવાનાં ટીપાં બાઝ્યાં હતાં, તે લૂછી નાખતાં તેણે કહ્યું: ‘ ચાલ, જરા સોડા લેમન લઈએ.’

બન્ને બાજુના ‘ રેસ્ટોરાં ’માં ગયા. પંકજના મનમાં શંકા ઉપસ્થિત થાય, અને તે પોતાને માટે કંઈ વિપરીત કલ્પના કરે, તે પહેલાં કીર્તિએ એના મનનું સમાધાન કરતાં કહ્યું: ‘ પંકજ ! આ બન્ને મજૂર બિરાદરો છે. અહીંની ‘ ભંડારી મિલ્સ ’માં કામ કરે છે. મારે તને કહેવું જોઈએ કે, વખત

મધ્યે હું મજૂર પ્રવૃતિમાં રસ લઉં છું. એમના લત્તામાં જઈને એમનાં દુઃખ દર્દો તપાસું છું. આ પ્રવૃત્તિ સામે મારા પિતાનો વિરોધ હોવાથી બને તેટલું છૂપું કામ કરું છું. આગેવાનીનો મને શોખ નથી.'

શરબત પીતાં પીતાં એણે ચાલુ રાખ્યું: 'આ બિરાદરો મજૂર આગેવાનો છે. મેં તેમની પ્રવૃત્તિ માટે આજે રૂપિયા આપવા કહેલું; પણ મારી પાસે સિલક નહિ હોવાથી અચાનક તારી પાસે માગવા પડયા. તને મુશ્કેલી તો પડી જ હશે! હું બહુ દિલગીર છું!'

કીર્તિની નિખાલસ વાત સાંભળી પંકજનો સંશય દૂર થયો. એણે કહ્યું: 'કીર્તિ! તારે દિલગીર થવાનું કંઈ કારણ નથી. એ રૂપિયા ગમે ત્યારે માગવાનો તને અધિકાર હતો જ. વહેલા-મોડા મારે તને આપવાના તો હતા જ ને?'

રાત્રિ વધતી જતી હતી, એટલે વાત ટૂંકાવીને બન્ને રેસ્ટોરાંમાંથી બહાર નીકળી છુટ્ટા પડયા.

પંકજ અને કીર્તિના સ્વભાવમાં એક મોટો ફરક હતો. પંકજ સરળ અને નિર્દંભી હતો; કીર્તિ દંભી હતો, અને ઘણીવાર દંભને ટકાવી રાખવા એને અસત્યનો પણ આશ્રય લેવો પડતો. દંભ પાછળ એને કોઈ સ્વાર્થ હોય, તો તે પ્રતિષ્ઠાલોભ હતો. એ હોશિયાર હતો, બુદ્ધિમાન હતો, સાહસિક હતો; પણ એનામાં હતી એના કરતાં અનેક ગણી વધુ હોશિયારી, બુદ્ધિમતા અને સાહસિકતા બતાવવાનો એને શોખ હતો. એ દરેક કાર્યમાં એટલો સાવધ અને ચાલાક હતો કે, એનો દંભ હજુ સુધી કોઈ કળી શકયું નહોતું. એના ઉદાહરણરૂપે તાજેતરનો એની સાહસિકતાનો પ્રસંગ હતો. જાસૂસી નવલ-

કથામાં શોભે એવી રોમાંચક એ કથા હતી. પુષ્પા અને મનોરમાના રક્ષણનો આખો પ્રસંગ તેણે બનાવટથી રચ્યો હતો. કોઈ કળી ન શકે એવું એ કાવતરું હતું. હુમલો જેવો બનાવટી હતો, તેવો જ બનાવટી રક્ષણનો વ્યૂહ હતો. આવા વ્યૂહ, કીર્તિ રચી શકતો અને પાર પણ ઉતારી શકતો, એ એની વિશિષ્ટતા હતી. એની પાછળ જે મોટું જોખમ હતું, એના પ્રમાણમાં બહુ મોટો સ્વાર્થ ન હતો. માત્ર એક 'રોમાન્સ'-સરોજને ખાતર! અને તેમાં તે ફળીભૂત થયો હતો. સરોજનું હૃદય તે પોતાના પ્રત્યે આકર્ષી શકયો હતો. એની પાછળ બસો રૂપિયા એણે સસ્તા કર્યા હતા!

પ્રતિષ્ઠા અને મહત્તા પાછળ કોણ પાગલ નથી બનતું? ધર્માચાર્યો અને દેશનાયકો પણ એના લોભને વશ બન્યા વિના નથી રહી શકયા. સિકંદરના વિશ્વવિજય પાછળ કયો આદર્શ હતો? કેવળ મહત્તા! સત્તા અને ધનસંપત્તિની કામના પૂર્ણ થયા પછી માણસ પ્રતિષ્ઠા અને મહત્તા પાછળ ઘેલો બને છે!

કીર્તિ પણ પ્રતિષ્ઠા પાછળ પાગલ બન્યો હતો! એના સમવયસ્ક યુવાનો અને યુવતીઓ એની પ્રશંસા કરે, એના પ્રત્યે અતિ માન અને આદરથી જુએ, એની પાછળ મુગ્ધ બને, એ તરફ હમેશાં એનું લક્ષ રહેતું. પણ એ એટલો ચતુર હતો કે, એના દંભને અસત્યથી ઢાંકી શકતો; અને અસત્યને સરળતાનો ઓપ ચડાવી શકતો.

પંકજે પોતાનું વચન પાળ્યું; પણ એક આફત વહોરી. તિજોરીમાંથી ઉચાપત કરેલા રૂપિયા એણે તત્કાળ ભરી દેવા જોઈએ. ઉપાડયા ત્યારે એ કેમ ભરાશે, એની ચિંતા કરી નહિ. પણ ઉપાડયા પછી એ ભરવાનો કોઈ માર્ગ એને સૂઝયો

નહિ. દિવાળી નજીક આવતી જતી હતી; એ વખતે તો જરૂર સિલક તપાસાવાની. એ પહેલાં એણે માર્ગ શોધવો જ જોઈએ. નહિતર કાયમની નોકરી ગુમાવવી પડે, પ્રતિષ્ઠા જાય, અને કાયદેસર સજા થાય, એ વધારામાં.

જેમ દિવસો પસાર થતા ગયા, તેમ એની મુઝવણ વધવા લાગી. આ વસ્તુ લાંબો સમય ગુપ્ત રાખવામાં જોખમ હતું. ગોપાળ પાસે પોતાનો ગુનો કબૂલ કરવો, અને તેની સલાહ પ્રમાણે વર્તવું, એ જ એક માર્ગ બાકી હતો.

ગોપાળ એને બચાવશે, કે મારશે એની કંઈ ખાતરી નહોતી. એ કદાચ ફોજદારી નોંધાવે તો ? એનો વિશ્વાસ નહિ કરવાની સુરજીની સલાહ એને યાદ આવી. ' શું ગોપાળ એટલો નીચ હશે કે, એના ભાણેજને કેદમાં પુરાવે ! '

' ના, ના ! ' એ વિચારવા લાગ્યો. ' એ જ એને નોકરીએ ચડાવનાર હતો, એણે જ એની માગણીથી બદલી કરાવી હતી, તે બેકાર રખડી થાક્યો, ત્યારે ફરીથી એને આવી સારી નોકરી અપાવનાર એ જ હતો. એને માટે એણે પોતાની બધી લાગવગનો ઉપયોગ કર્યો હતો. ગોપાળે એને માટે શું નહોતું કર્યું ? '

' એણે દોઢસો રૂપિયાની લાંચ લીધી હતી ! ખરેખર એ એણે પોતાના માટે જ લીધી હતી, એની શી ખાતરી ? '

' એણે જમના સાથે કલુષિત સંબંધ રાખ્યો હતો ! પણ એ તો લોકવાયકા હતી. જમના જેવી પવિત્ર નારી દોષિત ન હોય ! સમાજના જૂઠાં દોષારોપણથી કંટાળીને જ એ ચાલી ગઈ હશે, તો ? '

'ના, ના. ગોપાળ એવો દુષ્ટ લાગતો નથી. છતાં આજે પરીક્ષા થશે કે, એ સજ્જન છે, કે દુર્જન.'

ગોપાળને એ મળ્યો. વિશ્વાસ મૂકી સત્ય હકીકત કહી નાખી; અને હવે શું કરવું એની સલાહ માગી.

'છોકરા! તેં બહુ મોટું જોખમ ખેડયું છે. પૈસાની જરૂર હતી, તો મારી પાસે, કે શેઠ પાસે માગી લેવા હતા. એમ તો શેઠ બહુ ઉદાર છે.' ગોપાળે કહ્યું, અને સલાહ આપી: 'ચિંતા કરવાની કંઈ જરૂર નથી. સિલક તો હું જ તપાસું છું ને! એટલે ચલાવી લઈશ. સગવડે ભરી દેજે; અને ભવિષ્યમાં આવું ન કરતો.'

પંકજનું મન શાન્ત થયું. 'આવી નાની બાબતમાં હું ફોગટ કેટલી ચિંતા કરતો હતો? ગોપાળ વિષે બાને કોઈ પૂર્વગ્રહ બંધાઈ ગયો હશે. ગોપાળ એવો દુર્જન નથી!'

## પ્રકરણ તેરમું....................ગોપાળની દરખાસ્ત

દિવાળી નિર્વિઘ્ને પસાર થઈ. ત્યાર બાદ આઠ દસ દિવસે ગોપાળે પંકજને કહ્યું: 'કાલે સવારે પેઢીએ જતા પહેલાં મને ઘેર મળજે.'

પંકજને લાગ્યું કે, કદાચ ગોપાળ હવે તિજોરીમાં રૂપિયા ભરી દેવાનું કહેશે. એણે વિચારી રાખ્યું કે, હાલ તુરત ગોપાળ પાસેથી જ એટલા રૂપિયા માગીને ભરી દેવા; અને તેને દર માસે પગારમાંથી દસપંદર વાળી આપવા.

પરંતુ પંકજ જ્યારે બીજી સવારે એને મળવા ગયો, ત્યારે એણે રૂપિયાની વાત કાઢી જ નહિ. પાઘડી પહેરી, એ પંકજ સાથે પેઢીએ જવા નીકળ્યો. માર્ગમાં બન્ને ચુપચુપ ચાલતા હતા. પંકજે કંઈ પૂછ્યું નહિ, ગોપાળે કંઈ કહ્યું નહિ.

'વિશ્રામ સ્થાન' પાસેથી પસાર થતાં, ગોપાળ એના દરવાજામાં દાખલ થયો. પંકજ પણ પાછળ ગયો. 'વિશ્રામ સ્થાન' એ તોપખાના બજારનો નાનો બગીચો છે.

બગીચામાં આવી બન્ને એક બાંક પર બેઠા. થોડીવારે ગોપાળે કહ્યું: 'અહીંના એક ગુજરાતી કન્ટ્રાક્ટરને પંદર–સોળ વરસની દીકરી છે; એ ગઈ કાલે તારા માટે કહેણ લઈને આવ્યા હતા. 'સિવાગંજ'માં એક કાઠિયાવાડી વેપારી રહે છે. આપણા જ ગામનો છે. એ પણ મને તારા વિષે પૂછપરછ કરતો હતો. દેશમાંથીયે એક કાગળ આવ્યો છે. તું મેટ્રિક પાસ થયો, અને આવી સારી નોકરીએ ચડ્યો, એટલે સારા ઘરનાં કહેણ આવે એમાં શી નવાઈ! આપણે ત્યાં જમનાબાઈ હતાં ને, એની છોકરી તો તેં જોઈ છે. એ પણ અગાઉ તારે માટે કહેતાં હતાં. છોકરી છે તો રૂપરૂપના અંબાર, પણ જમનાબાઈ વિષે તું જાણતો હોઈશ! એના ધણીએ એને કાઢી મૂકેલી. આપણા જેવા ખાનદાન કુટુંબે એમાં શું કામ પડવું? કન્યાના ક્યાં તોટા છે, આપણી નાતમાં! કેમ ખરું ને?'

પંકજે સાંભળ્યા કર્યું, ઉત્તર ન આપ્યો; એટલે ગોપાળે આગળ ચલાવ્યું: 'પણ આપણે કંઈ ઉતાવળ કરવાની જરૂર નથી. સારી કન્યા તો ગમે ત્યારે મળી રહેશે. કાંઈક શોભા–આબરૂ પ્રમાણે ઘરેણાં–કપડાંની જરૂર રહે ને? આવી સારી નોકરી છે, ને દીનદયાળ જેવા ઉદાર શેઠ છે, તો વરસ–બે વરસમાં પાંચસો–હજારની મૂડી થઈ જશે. એમને ખુશ રાખનારા ગુમાસ્તાઓ આજે ન્યાલ થઈ ગયા છે!'

ગોપાળ આ બધી વાતો પાછળ શું કહેવા માગે છે, તે ન સમજાયાથી પંકજ હજુ મૌન જ રહ્યો હતો; એટલે ગોપાળ બોલ્યો:

'પણ મને તો આપણી દીકરીની ચિંતા છે. સરોજને પંદરમું ઊતરી સોળમું બેઠું હશે. એ હવે કાંઈ નાની નથી! એનો વિચાર પણ આપણે કરવો જોઈએ. કેમ ખરું ને?'

'હા, માસા. પણ હજુ તો એનો અભ્યાસ ચાલે છે. આ વર્ષે છઠ્ઠી પાસ કરી મેટ્રિકમાં આવશે. એકાદ વર્ષ પછી એનો વિચાર કરીશું.' પંકજે નિખાલસ ભાવે કહ્યું.

'તારે શું એને મેટ્રિક કરવી છે, તારી પેઠે?' ગોપાળે વિસ્મયતાપૂર્વક કહ્યું. 'એને વળી કયાં કમાવા જવું છે તે! આવડી જુવાન દીકરીને ઘરમાં સાચવવી કેમ? એ તો ભાઈ, સાપનો ભારો!'

'માસા, હજુ તો એને પંદરમું ચાલે છે. આવડી ઉંમરે શી ઉતાવળ? એ પોતે પણ ના પાડશે.'

'એને છોકરીની જાતને 'હા—ના' ની શી ખબર પડે? એ તો આપણે જ એનો વિચાર કરવાનો. એનું હિત આપણે નથી સમજતા શું?'

'સમજીએ છીએ. પણ મને એમ થાય છે કે, આટલું ભણાવી, તો હવે એક વરસ માટે અધુરું ન મૂકવું. મારી બાની પણ એવી ઇચ્છા હતી.' પંકજ સરળ ભાવે દલીલ કરતો હતો.

'તે એને શું થોડું ભણાવી છે, આપણે? દેશમાં છોકરીઓ ચાર ગુજરાતી ભણીને પૂરું કરે છે; ને આ તો છ અંગ્રેજી! ઘણું થયું, ભાઈ! હવે મારે લાંબું નથી કરવું. મેં તો એક સારું ઠેકાણું શોધી રાખ્યું છે, આપણી દીકરી સુખી થાય એવું! ખાનદાન ને પૈસાદાર ઘર છે. ઉદાર દિલનો આદમી! તારે માટે પણ કાયમની ઓથ છે. શોધવા નીકળે મુલક આખામાં એવું ઠેકાણું ન મળે, ભાઈ! તારી બાના ગામતરા પછી, એ બોજો મારા પર છે, તે હવે ઉતારવો છે. મારી દીકરી સુખચેનમાં પડે, એટલે મારું જીવતર સુધર્યું.' સરોજ જાણે પોતાની જ દીકરી હોય, એવો સ્નેહભાવ

દેખાડી ગોપાળ બોલતો હતો: 'મેં તો મન સાથે નક્કી કરી નાખ્યું છે. આ દુનિયામાં આપણા શેઠ જેવું ઘર ક્યાંયે મળવાનું નહિ!'

પંકજ જરા ચમક્યો. ગોપાળ તો જાણે નક્કી જ કરી બેઠો હોય, એમ વાત કર્યે જતો હતો. પંકજે હવે ગંભીરતાપૂર્વક વિચાર્યું: 'ગોપાળને મારી બહેન વિષે આટલી ચિંતા કરવાનું શું કારણ છે? મારા ઘરની બાબતમાં એણે શા માટે દખલ કરવી જોઈએ?' એને ગોપાળને સાફ સંભળાવી દેવાનું મન થયું. પણ એ એના અનેક ઉપકાર તળે દબાયેલો હતો. આજની પરિસ્થિતિમાં એની સાથે બગાડવું ઠીક ન લાગ્યું; એટલે એણે શાન્તભાવ ધારણ કરીને પૂછ્યું: 'માસા! મને ખ્યાલ છે ત્યાં સુધી આપણા શેઠને તો જુવાન દીકરો નથી! એના ભત્રીજાની વાત કરો છો!'

'ભત્રીજો તો છે, મૂરખનો સરદાર! એની વાત કોણ કરે? હું તો...શેઠની પોતાની વાત કરું છું.'

પંકજ ચમક્યો. ગોપાળ શું કહી ગયો? પ્રૌઢ ઉંમરના શેઠની સાથે એની બહેનનું વેવિશાળ! ગોપાળ કંઈ ગાંડો તો નથી થયો! ગોપાળની પ્રેમભરી મીઠી વાતો પાછળ સ્વાર્થનું આવું વિષ ભર્યું હશે, એવું પંકજે હજુ સુધી કલ્પ્યું નહોતું.

એનો અભિપ્રાય જાણવા થોભ્યા વિના ગોપાળે કહ્યું: 'શેઠની ઉંમર કંઈ વધારે નથી, હશે ચાલીશ ઉપર બે-પાંચ! અર્ધા કરોડની મૂડી છે. આપણી સરોજને લીલા લહેર થશે.'

'શેઠ તો પરણેલા છે!' પંકજે કહ્યું.

'હા. બે બૈરી છે. પણ એકકે દીકરો નથી. એટલે તો કહું છું. આવનારી પટરાણી થઈને રહેશે, અને એનો દીકરો

આ અખૂટ સંપત્તિનો માલિક બનશે. સરોજનું નસીબ ખૂલી ગયું સમજ; અને ભેળું તારું પણ !'

આ અણઘડ માણસને શો જવાબ આપવો એ પંકજને સૂઝયું નહિ. ગોપાળની આ દરખાસ્તમાં ખરેખર ગોપાળનો સદ્ભાવ હતો કે સ્વાર્થ હતો, એ તે નક્કી કરી શકયો નહિ: ગમે તેમ પણ સરોજનું તો એમાં હિત નહોતું જ. એ દરખાસ્તનો વિરોધ કરવો જ જોઈએ.

' માસા ! તમારી લાગણી માટે આભાર માનું. પણ પૈસો જોઈને મારી બહેનને હું ખાડામાં નહિ ઉતારું. કયાં શેઠની ઉંમર, ને કયાં સરોજ ! એનો અભ્યાસ પણ હું બગાડવા માગતો નથી. મારું ચાલે, તો હું એને કોલેજમાં પણ મોકલું. એમ ન બને, તો મારા જેટલું, મેટ્રિક સુધીનું તો શિક્ષણ મારે એને આપવું જ જોઈએ. માટે, માસા ! હમણાં લગનની કે વેવિશાળની વાત ન કરતા.' એણે સ્પષ્ટ શબ્દોમાં કહી નાખ્યું, અને બાંક પરથી ઊભો થઈ ગયો.

ગોપાળે એનો હાથ પકડી કહ્યું: ' જરા વાર બેસ. મારી એક વાત સાંભળતો જા.' પછી એણે ધીમેથી કહ્યું: ' અહીં તો મારી લાગવગ છે, એટલે નોકરીએ ચડાવી દીધો. પછી હું તને ઉપયોગી નહિ થઈ શકું, ભાઈ ! જમાનો બહુ કઠણ છે. વળી શેઠે કાલે રાત્રે તિજોરી તપાસી હતી. સિલક ખૂટે છે. એ વાતથી હવે તે અજાણ નથી ! મેં એમને સમજાવ્યા છે; પણ તારો જવાબ સાંભળીને એ ઊકળશે, અને આગળ પગલું ભરશે, તો બાજી મારા હાથમાં નહિ રહે. પછી એ મારાથી રોકયા રોકાશે નહિ. ચાલો જઈએ.' કહી તે ઊઠયો.

ગોપાળની ઠંડી ધમકીથી પંકજ ગભરાયો. કરેલા ગુનામાંથી ગોપાળ સિવાય બીજું કોઈ એને બચાવી શકે એમ નહોતું.

આ સમયે ગોપાળનો વિરોધ વહોરવામાં ડહાપણ નહોતું. માર્ગમાં તેણે કહ્યું; 'માસા ! મારે વિચારવું જોઇએ. હું રહ્યો ગરીબ માણસ ! આવા મોટા સગામાં ભીસાઈ પડીએ.'

'એની ચિંતા તારે કરવાની નથી. રાતી પાઈનું પણ તારે ખર્ચ કરવું નહિ પડે. તારે તો બે-પાંચ હજારની પ્રાપ્તિ થશે; ને વળતે દિવસે તારુંયે વેવિશાળ થઈ શકશે. આ દુનિયામાં પૈસા વિના ડગલુંયે ક્યાં ભરાય એવું છે ?' ગોપાળે એને લાલચ આપી. પંકજ કંઈ બોલ્યો નહિ. એનું મન પીગળતું હોય એમ ગોપાળને જણાયું.

પેઢીએ આવી બન્ને કામે વળગ્યા.

પંકજની સ્થિતિ કફોડી બનતી જતી હતી. તે એક આફત ઓળંગે, ત્યાં બીજી ખડી જ હોય. એક બાજુ નોકરી જવાની અને ફોજદારીની આફત, બીજી બાજુ એની બહેનનું ભવિષ્ય અને માતાનું વચન. કોઈપણ સંજોગોમાં એની બહેનનું ભવિષ્ય એણે સુધારવું જ રહ્યું. માતાના છેલ્લા શબ્દો એની આંખ સામે લખાયેલા દેખાયાઃ '**સુશિક્ષિત તેમ જ સંસ્કારી પતિ શોધીને એનું જીવન સુખી નીવડે, એ તારે જોવાનું છે. મારૂં કાંઈ પણ ઋણ તારા ઉપર હોય, તો તે અદા કરવાનો આ જ માર્ગ છે.**' માતાનું ઋણ કેમ ચૂકાય ? એણે નિશ્ચય કર્યો; 'ગમે તે આફત સામે લડીને, ગમે તેટલી વિટંબણા સહીને, હું મારી બહેનનું ભવિષ્ય સુધારીશ.'

ગોપાળે લાલચ આપ્યાથી પંકજ નિરુત્તર રહ્યો, એ ઉપરથી એણે ધાર્યું કે, એ કાર્ય જરા મોડું, પણ સરળતાથી પતી જશે. 'બધા જુવાનીયાઓ હંમેશ સુધારાની ને સિદ્ધાંતની મોટી મોટી વાતો કરતા હોય છે, પણ એમની બડાઈઓ

લાંબો વખત ટકી રહી સાંભળી નથી. "સોનું દેખી મુનિવર ચળે!" ત્યારે આ બાળકોનું લાલચ પાસે શું ગજું?' એમ વિચારી એણે શેઠને કહ્યું: 'આપ મોજ કરો, શેઠ સાહેબ! ગાડી પાટે ચડી જશે. ટૂંક વખતમાં બધું નક્કી થઈ જશે.'

શેઠ ખુશી થયા: 'વાહ! ગોપાળ! તારો ઘા કદી પાછો ફર્યો છે?'

પંકજનો વિચાર વખત વીતાડવાનો હતો. જો કોઈ રીતે રૂપિયા બસો ભરી દેવાય, તો બધો ભય ટળે. નોકરી શી વિસાતમાં છે?'

પણ જ્યારે તે બેકાર થઈ જતો, ત્યારે નોકરી શોધતાં એનો દમ સુકાઈ જતો: ચાલુ ખર્ચને પહોંચી વળવા, એ તોબા પોકારી જતો. એની ભૂખ સુકાઈ જતી; નિદ્રા હરાઈ જતી.

અને જ્યારે તે નોકરી પર ચડતો, ત્યારે આ મુશ્કેલીને ભૂલી જતો. સિદ્ધાંત અને સ્વમાન પાસે નોકરી તેને ગૌણ લાગતી.

કીર્તિ પાસે ફરીથી રૂપિયા માગી શકાય, એમ નહોતું. ગોપાળ તો હવે પૈસા આપે જ શાનો? એની સજ્જનતા વિષેનો એનો અભિપ્રાય હવે ડગવા લાગ્યો હતો. વિનાયકની સલાહ લેવાનો તેણે વિચાર કર્યો.

ફુરસદ મેળવી, તે વિનાયકને ત્યાં ગયો. ઘણે દિવસે પંકજને પોતાને ત્યાં આવેલો જોઈને, વિનાયકને આનંદ થયો. એણે ખુશી સમાચાર પૂછ્યા.

'બન્ને કુશળ છીએ, દાદા! નોકરી હવે સારી મળી ગઈ છે. સરોજનો અભ્યાસ પણ સારો ચાલે છે.'

'શું ભણે છે?'

'છઠ્ઠી. ત્રણ મહિના પછી મૅટ્રિકમાં આવશે.'

'ઘણું સારું. તારી બાની વાંછના પૂરી થઈ.'

'એક બીજું વિઘ્ન ઊભું થયું છે.'

'શું?'

'સરોજનાં લગ્ન કરી નાખવા ગોપાળમામા બહુ આગ્રહ કરે છે.'

'એનું કોણ માનવા બેઠું છે?'

'એનું દબાણ ઘણું વિશેષ છે; અને એનો વિરોધ કરવામાં જોખમ પણ છે, દાદા!' કહી પંકજે ગોપાળની દરખાસ્ત તેમની પાસે વિગતથી રજૂ કરી. માત્ર બસો રૂપિયા ઉચાપત કર્યાની વાત છુપાવી.

વિનાયક ઊંડા વિચારમાં પડ્યો. થોડી વારે કહ્યું: 'કોઈ સારું ઠેકાણું શોધી બહેનને પરણાવી દઈએ, પછી શેઠ ને ગોપાળ જખ મારે.'

'એ ચીડાશે, અને નોકરીમાંથી રજા આપશે.' પંકજે શંકા દર્શાવી.

'તો એના હાથમાં શું આવવાનું?'

'સરોજનો અભ્યાસ બગડે.' પંકજે બીજી મુશ્કેલી આગળ ધરી.'

'સંસ્કારી પતિ હોય, તો લગ્ન પછી પણ એકાદ વર્ષ ભણાવે.''

પંકજને આ રસ્તો રુચ્યો. સરોજને જો પરણાવી દેવાય, તો તેને એકલાને ગુજરાનની શી ચિંતા? વીસ રૂપિયા મળી રહે તોયે બસ!

હવે પંકજને માત્ર બસો રૂપિયાનો પ્રશ્ન જ ઉકેલવાનો હતો. પણ તે વિષે વિનાયક સાથે ચર્ચા કરવામાં એને સંકોચ લાગ્યો.

ચા પીને એ ઊઠયો, ફરવા ગયો. વિનાયકની સલાહ પ્રમાણે સરોજને પરણાવી દેવાનો એણે નિશ્ચય કરી લીધો; અને સારા મુરતિયાની તપાસ શરૂ કરી.

ઇન્દોરમાં તો એની જ્ઞાતિનાં થોડાં ઘર હતાં. દેશમાં જવા જેટલો એને વખત નહોતો; સગવડ પણ નહોતી. ઇન્દોરમાં એની નજર કીર્તિ ઉપર ઠરતી હતી. પણ એ હતો પૂંજીપતિનો પુત્ર. એ એની માગણી ન સ્વીકારે. કદાચ સ્વીકારવા તૈયાર થાય, તો એના પિતાની મંજૂરી ન મળે. પંકજને ખબર હતી કે, કીર્તિ માટે ઘણાં પૈસાદાર કુટુંબોની કન્યાઓ તૈયાર હતી. એના જેવા ગરીબની કન્યા એ શા માટે લે?

પણ આ બાબતમાં કીર્તિની સલાહ તો લેવી. એ જ એક એનો મિત્ર હતો, હિતેચ્છુ હતો, એમના પ્રત્યે ખૂબ લાગણી રાખતો. એ ઘણો બુદ્ધિશાળી હતો. એની સલાહ પણ ઉપયોગી થાય, એમ માની એ કીર્તિને મળવા, એને ત્યાં ગયો. કીર્તિ બહાર નીકળવાની તૈયારી કરતો હતો.

બન્ને બહાર નીકળ્યા અને 'યશવંત રોડ' તરફ ચાલ્યા. ત્યાંથી 'બિસ્કો પાર્ક'માં ગયા; અને 'અહલ્યા લતામંડપ'માં જઈને બેઠા.

કેટલીક આડીઅવળી વાતો કર્યા પછી, પંકજે ગોપાળની દરખાસ્તની વાત વિગતથી કીર્તિને કહી. વિનાયકની સલાહ પણ કહીઃ અને ઉમેર્યુંઃ 'મને લાગે છે કે, મારે સરોજનું લગ્ન તત્કાળ કરી નાખવું.'

કીર્તિએ એ વાતને ટેકો આપતાં કહ્યુંઃ 'એ માર્ગ તો સારો છે; પણ સરોજનો અભ્યાસ અટકશે.'

'કોઈ સંસ્કારી કુટુંબ મળી જાય, તો કદાચ એકાદ વર્ષ અભ્યાસની સગવડ આપે, એમ મારું માનવું છે.' પંકજે કહ્યું, અને પૂછ્યુંઃ 'તારી કોલેજમાં કોઈ સારો છોકરો ખરો કે?'

'કોલેજમાં? છટ્! વાત મૂક ને! બધા જ છે લલ્લુરિયા કે ઉલ્લુ. કોઈ ભણવામાં મીંડું, તો કોઈ ગણવામાં.' કીર્તિએ અભિપ્રાય આપ્યો.

'દેશમાં કોઈ છોકરો ખ્યાલમાં છે?'

'વાહ! દેશમાં તો છે જંગલીસ્તાન! શું, સરોજનો ભવ બગાડવો છે?'

કીર્તિને પોતાની જાત વિશે એટલો ગર્વ હતો કે, એ કોઈને વખાણી જ શકતો નહિ. ગમે તેની વાત કરો, તો એ એના પાંચ–પંદર અવગુણ ગણાવી આપશે.

'ખરું કહું?' એણે ગંભીરતાપૂર્વક કહ્યું. 'સરોજ જેવી છોકરીની અનુમતિ જાણ્યા વિના આપણે તેને માટે વર નક્કી કરવાની ભૂલ ન કરવી જોઈએ. સંભવ છે, કદાચ એને કોઈ મિત્ર હોય, અથવા એ કોઈના પરિચયમાં આવી પણ હોય. છેવટ આપણે તપાસ કરીએ, તો પણ એનો અભિપ્રાય તો લેવો જ જોઈએ. છોકરીને ગમે ત્યાં હોમી દેવા કરતાં, નોકરી

જ હોમી દેવી સારી. તારી જગ્યાએ હું હોઉં, તો બહેનના ભવિષ્ય ખાતર મજૂરી કરતાં ન શરમાઉં !'

'કીર્તિ !' પંકજે નમ્ર અવાજે કહ્યું: 'બહેનના હિતને ખાતર તો આ બધું વિચારી રહ્યો છું. કોઈ માર્ગ નહિ નીકળે, તો નોકરી જતી કરીશ.'

'બરાબર ! આપણા જેવા જુવાનોએ મુશ્કેલીઓનો સામનો કરવો જોઈએ. પહાડની સામે પહાડ થઈને ઊભો રહે, તે જુવાન. હિંમત નહિ હારતો. કાલે રાત્રે હું તારે ત્યાં આવીશ, ત્યારે વિચારી જોઈશું.'

રાત પડવા આવી હતી, એટલે બન્ને ઊઠયા.

સરોજનાં લગ્ન એમ તાત્કાળિક થઈ જાય, એ કીર્તિને પસંદ નહોતું. એને પોતાને તો સરોજમાં કંઈ સ્વાર્થ નહોતો; પણ આવું મનોહર પુષ્પ કોઈને પણ હાથ જાય, એ તેના રસિક હ્રદયને રુચે એમ નહોતું. સરોજ સાથેની મૈત્રી અને સહવાસ જેમ વધુ લંબાય, એમ તે ઇચ્છતો હતો.

એ એમ માનતો હતો કે, એ પોતે એક જ સરોજને લાયક છે. સરોજ પોતાનું નામ આપે, અથવા પંકજ કહે અને સરોજ તે સ્વીકારે, એવું તે ઇચ્છતો હતો. એથી તે માપી શકે કે, સરોજને પોતાના પ્રત્યે કેટલું માન અને કેવો સ્નેહ છે. પછી પંકજ એને આગ્રહ કરે, અને પોતે એનો અસ્વીકાર કરે, એમાં જ ખરી મહત્તા છે, એમ તે માનતો હતો.

પંકજને લાગ્યું કે, કીર્તિ જ સરોજને માટે લાયક છે. અને તે માટે કીર્તિને આગ્રહ કરી જોવો, એમ પણ એણે નક્કી કર્યું. પરંતુ એ પહેલાં સરોજને પૂછી જોવું સારું. સરોજની અનુમતિ લેવાની કીર્તિની વાત એને ગમી હતી.

## પ્રકરણ ચૌદમું..........કીર્તિએ ધાર્યું હતું, તેમ થયું

સરોજ સાથેના આટલા ગાઢ પરિચય છતાં પણ, અત્યાર સુધીમાં કીર્તિને એની સાથે લગ્નબંધનમાં જોડાવાનો વિચાર કદી નહોતો આવ્યો. કીર્તિ સાથે દીર્ઘકાળ સુધી સંબંધ ધરાવતા મિત્રો પણ એના માનસને બરાબર સમજી શક્યા નહોતા. સ્વભાવે એ રસિક હતો અને તેનો જાતીય આવેગ પ્રબળ હતો. તેના સંબંધમાં આવનાર કોઈપણ સ્ત્રીને તે તેના પ્રત્યે આકર્ષી શકતો. કૉલેજની અને પડોશની છોકરીઓ સાથે એ હળતો મળતો, પરિચય વધારતો, મિત્રતા કેળવતો, અને પોતાની વિવિધ શક્તિઓ અને સામર્થ્ય વડે તેમની પ્રશંસા મેળવવાની તે કોશિશ કરતો. આથી કેટલાક વિદ્યાર્થીઓ તેને વિષયલોલુપ ધારવાની ભૂલ કરતા. પણ વસ્તુતઃ તેનામાં હજુ વાસનાવૃત્તિએ પ્રવેશ કર્યો ન હતો. આજ સુધી એ દેહ તથા મનથી પવિત્ર રહી શક્યો હતો. એના વર્તન વિષે બીજાઓ જ્યારે ટીકા કરતા, ત્યારે તે એમને હસી કાઢતો. ટીકાઓ સામે બચાવ કરવાની એને ટેવ નહોતી. પોતાની પવિત્રતા સાબિત કરવા માટે ટીકાકારો સાથે દલીલમાં ઊતરવાને બદલે, તે તેમની

ઉપેક્ષા જ કરતો; એટલું જ નહિ, પણ ટીકાકાર વધુ ચીડાય તે માટે તે પ્રસંગો યોજતો.

આથી પોતાની આબરૂને હાની પહોંચે છે, એવો ખ્યાલ સુદ્ધાં એના મનમાં આવતો નહિ. પંકજે એના વર્તન વિષે કંઈ કંઈ વાતો સાંભળી હતી, પરંતુ એ જેમ જેમ એની નિકટ આવતો ગયો, તેમ તેમ એને ખાતરી થતી ગઈ કે, એ બધી કેવળ કલ્પનાઓ જ છે. એના પર એનો વિશ્વાસ વધતો જ ચાલ્યો; અને પોતાને ત્યાં પોતાની ગેરહાજરીમાં એ સરોજ પાસે આવતો જતો, એ સામે એના મનમાં કદી શંકા ઉદ્‌ભવી શકી નહોતી.

એમ છતાં કીર્તિનું વર્તન ઉપલક દૃષ્ટિથી જોનારને શંકાશીલ લાગતું, અને તે વિષે સ્થળે સ્થળે ચર્ચાઓ પણ ચાલતી. આવી ચર્ચામાં ભાગ લેવાનું પંકજને ગમતું નહિ, અને તે ત્યાંથી ઊઠીને ચાલતો થતો. છતાં એને એમ લાગતું કે, કીર્તિએ પોતાના વર્તનમાં ફેરફાર કરવો જોઈએ. એક વાર એણે કીર્તિને આ ચર્ચાઓથી વાકેફ કર્યો અને જણાવ્યું કે, આવી ચર્ચાને અવકાશ મળે તેવું વર્તન રાખવું, એ તેની આબરૂને નુકસાન પહોંચાડનારું છે; અને ત્યારથી કીર્તિએ ઘણો સંયમ કેળવ્યો હતો. પરંતુ એના માનસમાં કંઈ ફેરફાર થઈ શક્યો નહોતો.

તે સાંજે કીર્તિ સાથે 'બિસ્કો પાર્ક'માં વાતચીત થયા પછી, પંકજને એ વિચાર આવ્યો હતો કે, કીર્તિ પોતે જ સરોજ સાથે લગ્ન કરવાને સંમત થાય, અને તેના પિતાને પણ સમજાવી શકે, તો બધી આફત ટળે. કીર્તિને ધનનો ગર્વ નહોતો, એમ તે માનતો. વળી સરોજ પણ એની

પસંદગીમાં આવશે જ, એવી એને ખાતરી હતી. માત્ર એના પિતાનો પ્રશ્ન નડતરરૂપ હતો. સરોજની અનુમતિ મેળવવાની જરૂર હતી; પરંતુ સરોજ અને કીર્તિ વચ્ચેની મૈત્રી જોતાં, એ અનુમતિ આપશે, એટલું જ નહિ પણ ખરેખર ખુશી થશે, એવી એની ખાતરી હતી, છતાં, આજે જ સરોજ પાસે એ ચર્ચા કરી લેવી, એમ તેણે નક્કી કર્યું.

ઘેર આવી, જમી લીધા પછી, તે અગાશીમાં ગયો, અને સરોજને ત્યાં બોલાવી, ગોપાળની માગણીથી માંડીને વિનાયક અને કીર્તિની સલાહ સુધીની બધી હકીકત તેને કહી. પેઢીની તિજોરીમાંથી બસો રૂપિયા ઉપાડયાની વાત પણ તેનાથી છૂપી ન રાખી.

બધા પ્રસંગો એક પછી એક વિકાસ પામ્યા હતા; પરંતુ સરોજે તે એક સાથે સાંભળવાથી, એના મન ઉપર મોટો આઘાત થયો. પોતાને ખાતર પોતાના ભાઈને જે અનેક વિટંબણા ભોગવવી પડે છે, અને આફતોનો સામનો કરવો પડે છે, એનું એને ભાન થયું. એણે પંકજને કહ્યું:

'તું મારો ભાઈ છે. મારાથી ત્રણ–ચાર વર્ષે મોટો છે. તારા સિવાય આ સંસારમાં મારું બીજું છે પણ કોણ? મારા સંબંધમાં તું તારી ઇચ્છામાં આવે, તેમ કરી શકે છે. તું કહે, તે માર્ગે જવા હું તૈયાર છું.'

પંકજે એનાં કીર્તિ સાથેનાં લગ્ન માટે જ્યારે અનુમતિ માગી, ત્યારે તેણે સહર્ષ અનુમતિ આપી. પંકજની સામે હવે એક જ પ્રશ્ન હતો–કીર્તિને સમજાવવાનો.

કીર્તિને આખી રાત સરોજના જ વિચારો આવ્યા. સરોજ પ્રત્યે એને સહાનુભૂતિ પ્રગટી હતી. પંકજને આ મુશ્કેલીમાંથી

કોઈ પણ રીતે ઉગારી લેવા, એ કટિબદ્ધ થયો હતો; અને તે માટેની યોજનાઓ વિચારતો હતો.

પંકજને એણે સરોજની અનુમતિ માગવાની વાત કરી હતી, ત્યારે એના મનોભાવ જુદા હતા. અત્યારે એના મનોભાવ પલટાયા હતા. સરોજનો અસ્વીકાર કરવામાં પોતાની મહત્તા વધશે, એમ તેને ત્યારે લાગ્યું હતું. અત્યારે તેને લાગ્યું કે, એ અસ્વીકાર કદાચ સરોજના હૃદયને આઘાત પહોંચાડે. આફતમાં આવી પડેલા પંકજને નિરાશ કરીને પોતાની મહત્તા વધારવામાં એને નામોશી લાગી. એનામાં ગુપ્ત રહેલો ' Chivalrous spirit '–સ્ત્રી-સન્માનભાવ—જાગૃત થયો. અને બીજો કોઈ માર્ગ ન નીકળે, અને પંકજ સરોજની અનુમતિથી પોતાને જ એની સાથે લગ્ન કરવા આગ્રહ કરે, તો પોતે એનો સ્વીકાર કરી લેવો એવો નિશ્ચય પણ કરી લીધો.

અત્યાર સુધી એને એમ લાગતું હતું કે, આવા ગરીબ કુટુંબની કન્યા સાથે લગ્ન કરવાથી એની પ્રતિષ્ઠાને હાની પહોંચશે. આ કલ્પના પણ આજ એને ભૂલ ભરેલી લાગી. એના વિચારોમાં આજે પરિવર્તન થયું હતું. પુસ્તકોમાં વાંચેલા ક્રાન્તિના પ્રસંગો એની સામે ખડા થયા. સામાજિક ક્રાન્તિની આ તકને વધાવી લેવાને એનું હૃદય તત્પર બન્યું. પિતાના વિરોધને પણ ન ગણકારવાનો એણે નિશ્ચય કર્યો.

ક્રાન્તિના આ પગલામાં એનું પોતાનું હિત પણ જણાયું. અત્યાર સુધીમાં એની પસંદગી માટે જે જે કન્યાઓ મૂકવામાં આવી હતી, તે બધી રૂપ કે ગુણ, સ્વભાવ કે શિક્ષણની ખામીને લીધે એણે નાપસંદ કરી હતી; ત્યારે સર્વરૂપગુણ-સંપન્ન એવી સરોજ એક જ એની પસંદગીમાં પાર ઊતરી હતી.

આવી સ્ત્રી એને ભદ્રસમાજમાંથી મળવાની નહોતી, એવી તેને ખાતરી થઈ હતી; અને તેના પિતા એને ગમે ત્યાં જોડી દે, તે કરતાં આ રત્ન ઝડપી લેવામાં પોતાને લાભ હતો; આફતમાં આવી પડેલાં મિત્રો પર ઉપકાર હતો; ગરીબ કન્યા સાથેના લગ્નમાં ક્રાન્તિની ભાવના પણ હતી.

પરંતુ આ ભાવના પાછળ વધુ મોટી સ્વાર્થવૃત્તિ હતી. કેવળ પંકજની વિટંબણા ટાળવા ખાતર પિતાનો વારસો જતો કરવા જેટલી ક્રાન્તિકારી મનોદશા, તેની કોઈ કાળે કે અત્યારે પણ નહોતી. અત્યારે તેની ખીલતી યુવાનીએ એનું લક્ષ એના લગ્નના પ્રશ્ન પ્રત્યે દોર્યું હતું. પિતાના વિચાર પ્રમાણે ચાલવાથી એની કલ્પનાની સુંદરી એને મળી શકવાની નહોતી. એટલે સરોજને મેળવવામાં મુખ્ય સ્વાર્થવૃત્તિ હતી. સ્વાર્થવૃત્તિમાંથી નિશ્ચય જાગ્યો હતો; અને નિશ્ચય સાથે ક્રાન્તિનો ખ્યાલ ઊભો થયો. પિતાનો રોષ ધીમે ધીમે શમી જશે; અને પિતાનો પોતે એકનો એક પુત્ર હોઈને, પિતા લાંબો વખત એના પ્રત્યે દુર્લક્ષ કરી શકવાના નથી, એવી પણ એને ખાતરી હતી. પણ પિતાને રાજી રાખવા માટે, જો એમની ઇચ્છા મુજબ લગ્ન સંબંધ બાંધ્યો, તો પગમાં જીવનભરની બેડી પડી જવાની! એમ વિચારીને એણે હિંમતપૂર્વક પગલું ભરવાનો નિશ્ચય કર્યો હતો.

બીજી સાંજે તે પંકજને ત્યાં ગયો. પંકજ હજુ પેઢીએથી આવ્યો નહોતો, પણ સરોજ શાળાએથી આવી ગઈ હતી. તેણે કહ્યું: ‘આવો’

કીર્તિએ પૂછ્યું: ‘કેમ હજુ પંકજ નથી આવ્યો ?’

'ના. હજુ હમણાં જ ૭ વાગ્યા.' કહી સરોજ રસોડામાં ચાલી ગઈ.

સરોજની ગંભીર મુખમુદ્રા પરથી કીર્તિએ ધાર્યું કે, પંકજે એને બધી વાત કરી હશે. એણે કીર્તિને એક જ શબ્દમાં સ્નેહભર્યો આવકાર આપ્યો; પણ એની સાથે રોજની પેઠે વાતે વળગવાને બદલે એણે કામકાજમાં લક્ષ આપ્યું.

કીર્તિને ખાતરી થઈ કે, આજે તે અતિ ઉત્સુકતામાં ધાર્યા કરતાં વહેલો અહીં આવી ચડયો હતો. એણે સાત ધાર્યા, ત્યારે માત્ર ૭ જ વાગ્યા હતા. આજે વહેલું આવવું તેને યોગ્ય ન લાગ્યું. આવ્યા પછી ચાલ્યા જવું, તે વધારે અયોગ્ય હતું. સરોજ કામકાજમાં પડી હતી; હવે તો ગમે તેમ વખત પસાર કર્યે જ છૂટકો હતો.

એણે ટેબલ પરથી એક પુસ્તક ઉપાડયું, અને સ્ટૂલ ઉપર બેસી પાનાં ફેરવવા લાગ્યો. વળી તે પાછું બંધ કરી બીજું ઉપાડયું. એનાં નયનો ચપળતાથી સરોજની પાછળ ભમી રહ્યાં હતાં. આજે સરોજ ગંભીર છતાં વધુ મનોહર લાગતી હતી; અને જો તે હાસ્ય કરે, તો જાણે વાતાવરણમાં ફૂલડાં વેરાઈ જશે, એવી કલ્પના એના થડકતા હૃદયમાં થઈ રહી. આજે સરોજને બોલાવવાની એ હિંમત કરી શક્યો નહિ. જીવનમાં પ્રથમ વાર એણે સંકોચ અનુભવ્યો.

મહામુસીબતે અર્ધો કલાક પસાર થયો, ત્યારે પંકજ આવ્યો. 'ઓહો! તું આવી ગયો છે ને શું!' એમ કહી તેણે

કોટ ઉતારી ખીંટીપર ટાંગ્યો. 'ઠીક થયું, નહિતર મારે તારે ત્યાં આવવું પડત. હં. સરોજ ક્યાં છે?'

'અહીં છું, ભાઈ!' સરોજે રસોડામાંથી જ ઉત્તર આપ્યો. 'આ આવી.'

'કંઈ કામ નથી, અમસ્તું જ પૂછ્યું.' કહી પંકજ અગાશીનો દાદર ચડવા લાગ્યો, અને કીર્તિને પોતાની પાછળ આવવા ઇશારો કર્યો. કીર્તિ પુસ્તક બંધ કરી, તેની પાછળ ગયો.

બન્ને અગાસીની પાળ ઉપર બેઠા. પંકજે પૂછ્યું: 'પછી તેં કંઈ તપાસ કરી?'

'ના, વિચારી રહ્યો છું. તેં શું વિચાર્યું?' કીર્તિએ પોતાના મનોભાવ છુપાવતાં પ્રતિપ્રશ્ન કર્યો.

'ત્યાંનું દબાણ વધતું જાય છે. બે-પાંચ દિવસમાં તેમને સ્પષ્ટ ઉત્તર આપી દેવો પડશે. મને તો કંઈ સૂઝ પડતી નથી.'

'સરોજને આ વિષે કંઈ વાત કરી?'

'હા. એનાથી શું છુપાવવું? મેં વિગતવાર બધી હકીકત તેને કહી.'

'એ શી સલાહ આપે છે?'

'એ શું કહે? એ તો કહે છે કે, આપણે બન્ને જે નિર્ણય ઉપર આવીએ, એ જ વાજબી છે.'

'બીજું કંઈ?' કીર્તિએ ઉત્સુકતાપૂર્વક પૂછ્યું.

'હા. એક બાબત મારા મનમાં ઉપસ્થિત થઈ છે; સરોજની પણ એમાં અનુમતિ છે. મને લાગે છે કે, એ વિના ઊગરવાનો બીજો માર્ગ નથી.'

'શું ?'

'હાલ તુરત, આ સંકુચિત ક્ષેત્રમાં સરોજને યોગ્ય પતિ મળી રહે, એવું લાગતું નથી. ઉતાવળ કરીને એના ભવિષ્યને લેશ પણ નુકસાન થાય, એમ કરવા હું ઇચ્છતો નથી. મને એમ થઇ આવે છે, કીર્તિ, કે, આજે જ સરોજને લઈને મુંબઈ જેવા વિશાળ ક્ષેત્રમાં નાસી જાઉં ! પણ એ માટે નથી કંઈ આર્થિક સગવડ, કે નથી મુંબઈમાં કંઈ લાગવગ. વેવિશાળનો પ્રશ્ન બહુ સરળ નથી. પૂરી તપાસ કર્યા વિના કોઈ સારું કુટુંબ એમ ઝંપલાવે તો નહિ જ. લાંબો વખત મુંબઈમાં રહેવું એ સહેલું નથી. અને તે દરમ્યાન શેઠે જો ફરિયાદી કરી હોય—અને એ જરૂર કરે એવો સંભવ છે—તો મારી અને સરોજની સ્થિતિ વધારે કફોડી થાય.' થોડી વાર થોભીને એણે કહ્યું: 'કીર્તિ ! આમાંથી મને એક માર્ગ સૂઝે છે, અને તે એ છે કે, તારે જ સરોજનો સ્વીકાર કરવો. હું જાણું છું કે, આ ગરીબ કુટુંબની કન્યા તારે લાયક નહિ ગણાય. પરંતુ બીજી કોઈ રીતે સરોજની લાયકાત તને ઓછી નહિ લાગે. વિશેષ શું કહું ? તમે બન્ને પરસ્પરના સંપૂર્ણ પરિચયમાં આવેલાં છો. તારા પિતાના વિરોધ વિષે તારે વિચારવાનું રહે છે. અને તેથી જો કોઈ બીજો માર્ગ મારે માટે અનુકૂળ હોત, તો હું તને આગ્રહ ન કરત. કીર્તિ ! તું મારો મિત્ર છે, એટલે આટલી માગણીનો સ્વીકાર કરી મિત્રધર્મ બજાવવાની હું તારી પાસેથી આશા રાખું છું.'

કીર્તિની કલ્પના મુજબ બન્યું. એટલે તો તેને આ દરખાસ્તથી નવાઈ ન લાગી. એનો ઉત્તર પણ એની પાસે તૈયાર હતો. આખી રાત્રિના મનોમંથન પછી, એણે આ પ્રશ્નનું નિરાકરણ શોધી લીધું હતું. દિવસના ભાગમાં વધુ વિચાર કરી, તેણે આ નિર્ણયને વધુ મક્કમ કર્યો હતો. એટલે પંકજની માગણીથી એ ખુશી થયો.

છતાં, તે થોડો વખત વિચારમાં પડયો. પિતાની સંમતિ તો મળવાની નહોતી જ. એટલે લગ્ન એમનાથી છૂપાં કરવાં જોઈએ. લગ્ન પછી પિતાના ઘરમાં રહેવું પણ અશક્ય હતું; કદાચ શહેર પણ છોડવું પડે. એણે એ બધી મુશ્કેલીઓ સામે લડી લેવાનો નિશ્ચય કરી લીધો, અને કહ્યું:

'પંકજ! ગરીબી અને તવંગીરીના ખ્યાલો મારા મનમાં હોત, તો કદાચ આપણે મિત્રો ન બન્યા હોત. સરોજને પ્રાપ્ત કરવામાં હું મારાં અહોભાગ્ય સમજું છું. મિત્રધર્મ બજાવવા જેટલું બળ મારામાં આવે, એમ હું ઇચ્છું છું. પણ પિતાનો વિરોધ તો વહોરવો પડશે જ. એમને સમજાવી ન જ શકાય. એમની તો મહત્ત્વાકાંક્ષાઓ જ એટલી મહાન છે કે, તેઓને ગળે આ લગ્નની વાત ન ઊતરી શકે. એમ છતાં તારી આફતમાં હું તને સહાયક ન બની શકું, તો આપણી મિત્રતાનો અર્થ શો છે? તમારે ખાતર જો હું આત્મભોગ ન આપી શકું, તો મારા જીવનનો અને આદર્શોનો અર્થ પણ શો?'

કીર્તિના આટલા સહજ સ્વીકારથી પંકજને આનંદ થયો. ઘડીભર તો કીર્તિને આ મુશ્કેલીમાં ઉતારવા માટે એને ખેદ પણ થયો. પરંતુ એની પાસે બીજો કોઈ માર્ગ નહોતો.

પોતાની મુશ્કેલીના વિચારમાં એ બીજાની મુશ્કેલીનો ઊંડો વિચાર ન કરી શક્યો. એણે કહ્યું: 'કીર્તિ! ખરેખર તેં આજે મને અતિ મહાન આફતમાંથી બચાવી લીધો છે. તારું ઋણ હું કદી નથી ભૂલવાનો.' વધુ એ બોલી શક્યો નહિ.

કીર્તિએ પૂછ્યું: 'સરોજની અનુમતિ તેં લીધી છે ને?'

'હા. એણે રાજીખુશીથી સંમતિ આપી છે.' પંકજે ઉત્તર આપ્યો.

પછી કોઈ કંઈ બોલ્યું નહિ. કેટલીક વારે કીર્તિ પાળ ઉપરથી ઊતર્યો અને કહ્યું: 'હવે હું જઈશ.'

'તને હજુ આ બાબત વિચારવા જેવી લાગતી હોય તો......' પંકજ કહેતો હતો, તેને વચ્ચેથી અટકાવીને કીર્તિએ કહ્યું: 'હવે કંઈ વિચારવાનું બાકી રહેતું નથી. એ મારો નિશ્ચય છે. મારું વચન છે, પંકજ!'

'સારું. હવે તું જઈ શકે છે. ક્યારે મળીશ?'

'લગભગ રોજ મળતો રહીશ. જ્યાં સુધી આપણે યોજના પૂર્વક વિચાર ન કરીએ, ત્યાં સુધી શેઠ કે ગોપાળને કશી વાત કરવાની નથી. પૂછે, તો વખત વિતાડવા કોશિશ કરવી; અને સ્પષ્ટતા કરવાની અનિવાર્યતા જણાય, તો એની હા એ હા કરવી. એને ઉશ્કેરણીનું હાલમાં કશું કારણ ન આપવું.'

'સારું. એમાં મુશ્કેલી નહિ નડે. કીર્તિ! આજે તેં મારો સમગ્ર બોજો હરી લીધો છે.'

'વાહ! આપણી વચ્ચે એવો શબ્દ વ્યવહાર જરૂરી છે, શું? મારી તો ફરજ મેં બજાવી છે.' કહી કીર્તિ નમસ્કાર કરી નીચે ઊતર્યો.

સરોજ ટેબલ પાસે બેસી કંઈ વાંચતી હતી. એની મશ્કરી કરવાની આજે એને વૃત્તિ થઈ આવી; પણ સંજોગ અનુસાર એણે એ વૃત્તિ દબાવી, અને કંઈ પણ બોલ્યા વિના, એ બહાર નીકળ્યો. સરોજે હંમેશ પેઠે 'આવજો' પણ ન કહ્યું.

તેના ગયા પછી પંકજે નીચે ઊતરી સરોજને બધી વાત કરી. સરોજના મુખ પર પ્રથમ જ શરમની છાયા પડી. એનો ચંચળ કન્યાકાળ એને નાસી જતો દેખાયો. એની મુખમુદ્રા હર્ષપુલકિત છતાં, ગંભીર બની ગઈ. એના હૃદયે મુગ્ધાવસ્થામાં પ્રવેશ કર્યો. એની અસર એની આંખમાં, એના સ્વરમાં, એના પદસંચારમાં સ્પષ્ટ દેખાવા લાગી.

## પ્રકરણ પંદરમું......................સરોજનું લગ્ન

કીર્તિનું વચન મળ્યા પછી, પંકજના હૃદયમાં પૂર્ણ શાન્તિ થઈ. હવે તો બની શકે તેટલો વખત પસાર કરવાનો હતો. કીર્તિ પ્રિલિમિનરી પરીક્ષાની રાહ જોતો હતો. સરોજનો અભ્યાસ ચાલુ હતો, પણ હવે એનું મન અભ્યાસમાં બહુ ખૂંચતું નહિ. ભાવિ જીવનના વિચારો એની સ્થિરતાને ડહોળી મૂકતા. કીર્તિ પરીક્ષા માટેના વાચનમાં પડયો હતો, એટલે પંકજને ત્યાં બહુ આવતો જતો નહિ; અને આવતો ત્યારે સરોજ સાથે બહુ વાતો પણ કરતો નહિ. એને સહજ ક્ષોભ થતો. હવે તો જીવન સાથે જ વિતાડવાનું છે, એ નક્કી થયું હોવાથી બન્નેએ વાતચીતો પર સહજ સંયમ મૂકયો હતો. હૃદય હૃદયનાં કામ કર્યે જતાં હતાં, અને લગ્નના દિવસની રાહ જોતાં હતાં.

પંકજને છેવટે પોતાનો નિર્ણય ગોપાળને જણાવવાની ઘડી આવી પહોંચી. એણે ઉત્તર આપ્યો: 'માસા! તમે અમારા શુભેચ્છક છો. તમારી સલાહ અમારે માનવી જ જોઈએ. તમે કહો તેમ કરવાને હું તૈયાર છું.'

'બસ ! તો તિથિ નક્કી કરીએ એટલી જ વાર છે. મને તો ખાતરી જ હતી કે, તારા જેવો સમજુ છોકરો પોતાનું હિત સમજ્યા વિના રહેવાનો નથી.' ગોપાળને પોતાના પ્રયત્નોની આટલી સરળતાથી સિદ્ધિ થવા માટે આનંદ થયો. એણે શેઠને તરત જ ખુશ ખબર આપ્યા અને આનંદ પ્રદર્શિત કર્યો.

કીર્તિની પ્રિલિમિનરી પરીક્ષા પતી જવા સુધી પંકજ વખત કાઢવા માગતો હતો, એટલે એણે ગોપાળને કહ્યું કે, 'માસા ! કાલે તો કમૂરતાં બેસે છે, એટલે એક મહિનાની ઢીલ થશે.'

'વહેલું કહ્યું હોત, તો આજે જ પતાવી નાખત ને ?' ગોપાળે કહ્યું.

'આજે હું જોષી પાસે ગયો હતો, ત્યારે જ ખબર પડી. એણે કહ્યું: "વસંત પંચમીનો દિવસ બહુ શુકનવંતો ને સારો છે." મેં કબૂલ કર્યું છે. શેઠને તમે જણાવજો.' પંકજે કહ્યું. એક માસ મોડું થયું, તે ગોપાળને ગમ્યું નહિ; પણ તે નિરુપાય હતો. પંકજે એની દરખાસ્ત સ્વીકારી હતી એટલે તેને સંતોષ થયો હતો. તિથિ પણ નક્કી થઈ ગઈ હતી. શેઠ અને ગોપાળ આતુરતાપૂર્વક વસંત પંચમીની રાહ જોવા લાગ્યા.

વસંત પંચમી ! વસંતનું આગમન ! પુષ્પનાં વધામણાં. વાહ ! શેઠનું મન વસંતના ઉત્સવ સાથે શરૂ થનાર લગ્નના ઉત્સવમાં રાચી રહ્યું.

પરંતુ સરોજનું લગ્ન મહાસુદ બીજને રોજ કીર્તિ સાથે થવાનું નક્કી થઈ ચૂક્યું હતું. કીર્તિની ઇન્ટરની 'પ્રિલિમિનરી'

થઈ ગઈ હતી. ફોર્મ તો એને મળવાનું જ હતું; એની ચિંતા એને નહોતી.

લગ્નની ગોઠવણ વિનાયકરાવને ત્યાં જ કરવાની નક્કી થઈ હતી. વિનાયકરાવને પંકજે બધી હકીકત જણાવી હતી અને પોતાને ત્યાં લગ્નક્રિયા ગોઠવવાથી વિનાયકને ઘણો આનંદ થયો હતો. લગ્નની વાત તદ્દન છૂપી રાખવામાં આવી હતી.

લગ્નની આગલી સાંજે, કીર્તિ પંકજને મળ્યો. કહ્યું: 'કાલે સાંજે જ અમે મુંબઈ તરફ ચાલ્યા જવાનું નક્કી કર્યું છે. રાતની ગાડી પકડીશું. ભુસાવળથી અથવા કદાચ મુંબઈ પહોંચ્યા પછી, હું મારા પિતાને તારથી સમાચાર જણાવી દઈશ, એટલે શોધખોળ ન કરે.'

'તને જેમ યોગ્ય લાગે તેમ કર.'

'મને એ જ યોગ્ય લાગે છે પિતા ગુસ્સે તો થશે જ; પણ એનો બીજો ઉપાય નથી. વરસે બે વરસે એમનો ગુસ્સો શાન્ત થશે, ત્યારે જોયું જશે. એટલે આ બધી યોજના તો આપણે બરાબર કરી છે, પણ મુખ્ય મુસ્કેલીનો વિચાર હું કરી શક્યો નથી. મુંબઈ જવા માટે મારી પાસે માત્ર ટિકિટની સગવડ થાય, તેટલી જ રકમ છે. અભ્યાસ તો મારે ચાલુ રાખવાનો છે. સરોજનો પણ અભ્યાસ ચાલુ રહેશે. ત્યાં સુધીના ખર્ચ માટે મારી પાસે કંઈ જોગવાઈ નથી. આવો પ્રસંગ આવશે, અને પૈસાની જરૂર પડશે, એવી તો મને કલ્પના જ નહોતી. એટલે કદી પૈસા એકઠા કરવાની વૃત્તિ મને થઈ નથી. આ મુસ્કેલીનો કોઈ માર્ગ શોધવો પડશે.'

પંકજે પણ કદી આ મુશ્કેલીનો વિચાર કર્યો નહોતો. પણ એ ખરેખર મુશ્કેલી છે જ, અને તેનું નિવારણ પણ તાત્કાળિક થવું જોઈએ, એમ હવે પંકજને લાગ્યું. તેની પાસે ન તો એક પાઈ હતી, ન તો ક્યાંયથી મળવાનો સંભવ હતો. તેની આશાનો મહેલ ગંજીફાનાં પાનાંના મહેલની પેઠે તૂટી પડતો લાગ્યો.

'મારી સ્થિતિ તો તું જાણે છે, કીર્તિ!' એથી વિશેષ પંકજ કંઈ બોલી શક્યો નહિ.

'ત્યારે તું જ કહે, હું શું કરું? મારું વચન તો હું મિથ્યા થવા દઈ શકું જ નહિ. મુંબઈમાં કંઈ ભીખ તો મગાશે નહિ! હા, હું નોકરી શોધી લઉં. અમારો બન્નેનો અભ્યાસ બગડશે, જીવન બગડશે. બે વર્ષનો પ્રશ્ન છે. હું બી. એ. થઈ જાઉં, એટલે પત્યું. પછી મારે કોઈની ગરજ ભોગવવાની રહેશે નહિ.' કીર્તિએ દીન સ્વરે કહ્યું:

પૈસાની મુઝવણને લીધે તો પંકજ આ બધી મુશ્કેલી ભોગવી રહ્યો હતો. આ નવી આફત ઓળંગવાનો કોઈ માર્ગ નહોતો; છતાં તેણે પૂછ્યું: 'તારે કેટલી રકમ જોઈએ?'

'લગભગ બે હજાર જોઈએ.'

'બે હજાર!' પંકજથી બોલી જવાયું. બસો રૂપિયા માટે તો તે ગોપાળની ગરજ ભોગવતો હતો, અને તેની હા એ હા કરી રહ્યો હતો; બસો રૂપિયા ખાતર તો તેણે સરોજનાં લગ્નનો આ માર્ગ શોધ્યો હતો. આ બસો રૂપિયા મેળવવાની તેની શક્તિ નહોતી, તે બે હજાર તો ક્યાંથી લાવે?

પંકજ વિચારમાં પડયો. તેની મૂંઝવણ જોઈને કીર્તિ બોલ્યો: પંકજ! 'હું જાણું છું કે, આટલી રકમ માટે તારી પાસે કંઈ સગવડ નથી. ભૂલ તો મારી જ થઈ કે, મેં આ બાબતનો કશો વિચાર કર્યા વિના તને વચન આપી દીધું. પિતાનો રોષ વહોરવા હું તૈયાર થયો, બાર લાખનો વારસો પણ ગુમાવવા તૈયાર થયો, કુટુંબનો અને વહાલી માતાનો વિયોગ સહન કરવા પણ તૈયાર થયો. છતાં, આ એક જ પ્રશ્નનો વિચાર ન કર્યો, એટલે તારી પાસે યાચના કરવાનો વખત આવ્યો. પણ હું જાણું છું કે, આ બાબત તું નિરુપાય છે. ફિકર નહિ. તું ચિન્તા છોડી દે. એનો માર્ગ હું કરી લઈશ.'

'કીર્તિ!' પંકજે ગળગળા સ્વરે કહ્યું: 'તમારી ચિંતા હું નહિ કરું, તો બીજું કોણ કરશે? મારા સ્વાર્થ ખાતર તું જે આત્મભોગ આપી રહ્યો છે, તે ભૂલી જવાનું પાપ હું નહિ કરું.'

'હું જાણું છું, પંકજ! કે, તારી શક્તિ બહારની માગણી મારાથી થઈ ગઈ છે. મને માફ કર. હું તે બાબત માર્ગ કાઢી લઈશ.'

'શો માર્ગ? કેવી રીતે?'

'એ જાણીને તારે શું કરવું છે?'

'જાણવું છે. હું આશા રાખું છું કે, મારાથી છૂપું તો કંઈ નહિ હોય.'

'પંકજ! એની ચિંતા તું છોડી દે.'

'નહિ. હું જાણવા માગું છું. મને કહેવામાં કશી અડચણ છે?'

'તને કહેવામાં કશી અડચણ ન હોય. પણ કદાચ એ જાણીને તને દુઃખ થશે.'

'ભલે દુઃખ થાય. મને કહે.'

'પંકજ! સ્પષ્ટ કહું?' તેણે નજીક આવીને ધીમેથી કહ્યું: 'ઘરમાંથી બે-પાંચ દાગીના ઉડાવી લઈશ. બાર લાખની મિલકતમાંથી બે હજાર ઓછા થયા તો શું થયું? અંતે તો એ મારા જ છે ને?'

'નહિ, નહિ; કીર્તિ! મારે ખાતર તું ચોરી કરે! એ કૃત્ય હું નહિ થવા દઉં.' પંકજે કીર્તિને ખભે હાથ મૂકીને કહ્યું. 'હું જરૂર તને બંદોબસ્ત કરી આપીશ. કૃપા કરીને એ માર્ગ ન લેતો.'

'તારાથી એ શી રીતે બનવાનું છે?'

'એની ચિંતા તું છોડી દે. કાલે સાંજે હું બે હજાર રૂપિયા હાજર રાખીશ.'

'પણ ક્યાંથી?'

'વિનાયકરાવ ગોઠવણ કરી દેશે.' પંકજે કહી નાખ્યું. 'તું સાંજે સાત વાગ્યે તારા મિત્રો સાથે ત્યાં આવજે. લગ્નક્રિયા પછી, ત્યાંથી પરબારું સ્ટેશને જવાનું રહેશે.'

કીર્તિ ગયો. રૂપિયાની સગવડ માટે પંકજે થોડીક પળોમાં બધો વિચાર કરી લીધો. બસો રૂપિયા માટે વિચારવું પડયું હતું, તેટલું બે હજાર માટે વિચારવું ન પડયું.

બીજે દીવસે તે પેઢીએ ગયો, ત્યારે એનું લક્ષ કામમાં ચોંટતું નહોતું. તે દિવસે સરોજનાં લગ્ન પતાવવાનાં હતાં અને તે પહેલાં રૂપિયા બે હજાર મેળવી લેવાના હતા. બીજી બાજુથી એનું મન સરોજ અને કીર્તિના વિચારોમાં ભમતું હતું. કીર્તિએ આટલી બધી વિટંબણા વચ્ચે સરોજનો સ્વીકાર કર્યો, તે માટે તેને કીર્તિ માટે ઘણું માન ઉત્પન્ન થયું હતું. આ છેલ્લી મુશ્કેલીથી પણ કીર્તિ ડગ્યો નહોતો! 'સરોજ હવે નિર્ભય થશે, તેનો અભ્યાસ ચાલુ રહી શકશે, તે સુખી થશે. બસ, બીજું શું જોઈએ!' પંકજ ખુશી થયો. બહેનના ભાવિ જીવનની સુખદ કલ્પનામાં તે રાચવા લાગ્યો. બધી જ ચિંતા તે ભૂલી ગયો! 'એક વાર લગ્ન પતી જાય, પછી સૌ કોઈ જખ મારે છે!' એણે દૃઢતાપૂર્વક વિચાર્યું; અને સાંજનો મેળ પૂરો થતાં, બે હજારની નોટોનું એક બંડલ તેણે તિજોરીમાંથી ઉચાપત કરી લીધું 'બસો ઉપર બે હજાર!' તે બબડ્યો, અને 'ધડાક્' દઈને તિજોરી બંધ કરી, મેળનો કાગળ તથા ચાવી શેઠને સોંપી, એ હિમ્મતભેર ચાલી નીકળ્યો.

'પંકજ!' કહી અચાનક ગોપાળે એના ખભા ઉપર હાથ મૂક્યો. 'બહુ ઉતાવળો?'

પંકજ ચમક્યો. એનું હૃદય 'ધબ ધબ' ધબકવા લાગ્યું. આ ઉચાપતની ગોપાળને ખબર પડી કે શું? એણે લથડતે સ્વરે ઉત્તર આપ્યો: 'એક મિત્રને ત્યાં લગ્નપ્રસંગે જવાનું છે.'

'સરોજનાં લગ્નની તિથિ પણ બે દિવસ પછી છે, ખરું ને? એની શી તૈયારી કરી?' ગોપાળે પૂછ્યું.

'કાલે હું તમને મળી જઈશ, મામા! તમારી સલાહ

પ્રમાણે કરીશું.' કહી એ ચાલતો થયો. ગોપાળ હરખાતો ઘર તરફ ઊપડ્યો.

પંકજે પાછળ જોયું: ગોપાળ એની પાછળ આવતો નહોતો. એણે છુટકારાનો દમ ખેંચ્યો.

માર્ગમાં ચાલતાં અનેક વિચારો એના મન પરથી પસાર થઈ જતા હતા. 'બસો રૂપિયા ઉપાડતાં એનું અંતર જેટલું કંપ્યું હતું, તેટલું બે હજાર ઉપાડતાં કેમ ન કંપ્યું!' તેણે વિચાર્યું: 'દિવસે દિવસે હું આટલો બેફિકર કેમ બનતો જાઉં છું? હું તે મારી ફરજ બજાવું છું કે, મારી ફરજ ચૂકું છું? હું કયે માર્ગે ચાલું છું? ઉત્થાનને કે પતનને માર્ગે? સાફ સાફ હું ચોરી કરી રહ્યો છું, ભયંકર ફોજદારી ગુનો કરી રહ્યો છું! આ પૈસાને મારાથી અડાય જ કેમ? મારી માતાનું આ શિક્ષણ? એનું વચન પાળવા હું અનીતિને માર્ગે જાઉં? એથી એ સુખી થશે કે દુઃખી!'

એનું મગજ ચક્કર ચક્કર ભમતું હતું. એક દુકાનને પાટિયે એ બેસી ગયો. 'બસ! પૈસા પાછા મૂકી દઉં! કીર્તિને કહી દઉં કે, પૈસા આપવાનું મારાથી બને એમ નથી. શેઠને કહી દઉં કે, હું એની સાથે સરોજને પરણાવી શકું નહિ. ભલે નોકરી જાય. બસો રૂપિયા ન આપી શકું, તો ભલે ફુરંગમાં જવું પડે પણ આ અનીતિ! આ અસત્ય! આ ચોરી! આ છળકપટ! મારાથી એ કેમ થાય?' એમ વિચારી પૈસા પાછા મૂકવાનો નિર્ણય કરી એ પાછો ફર્યો.

બે ડગલાં ચાલ્યો, અને મૂંઝાયો. તિજોરી બંધ કરીને એણે કૂંચી શેઠને આપી દીધી હતી. હવે તો શેઠ પાસે ગુનાનો

એકરાર કરવો પડે! સરોજને શેઠ સાથે પરણાવવા એણે ના પાડવી જોઈએ. અને જેલમાં જવા પણ તૈયાર રહેવું જોઈએ. 'પણ......પછી સરોજનું શું? એ ક્યાં જાય? ક્યાં રહે? શું ખાય? એના મગજમાં વિવિધ વિચારો ભમવા લાગ્યા; અનેક પ્રશ્નો ઊઠવા લાગ્યા. 'મારી ફરજ મારે બજાવવી જ જોઈએ. સરોજનું હિત પહેલું જોવું જોઈએ. એને કીર્તિ સાથે વળાવી દઉં! પછી શેઠ પાસે એકરાર કરીશ. ભલે કેદમાં નખાવે! પછી શી ચિંતા છે?'

ચાલતો ચાલતો એ ઊભો રહી ગયો. 'કીર્તિ અને સરોજનાં હૃદયની શી સ્થિતિ! એ તો એક બીજાને હૃદયથી પરણી ચૂક્યાં છે! એમનાં લગ્ન હવે શી રીતે અટકે? હું કેટલો નિર્બળ બની ગયો છું! નિશ્ચયપૂર્વક વિચાર કરી શકતો નથી! નક્કી કર્યું છે, તે અમલમાં મૂકી શકતો નથી! મારે ધાર્યું કરવું જ જોઈએ. સરોજનું હિત મારે મન સૌથી ઊંચું કામ છે! એ મારી ફરજ છે! ધર્મ છે! મારે માથે એ જવાબદારી છે; મારે એ ઉપાડવી જ જોઈએ. મક્કમતાપૂર્વક ઉપાડવી જોઈએ.'

ફરી નિશ્ચય કરી, મન દૃઢ કરી, એ ઘર તરફ જવા ઊપડયો. મક્કમ પગલાં એ ભરતો હતો.

પંકજ ઘેર ગયો. સરોજ તેની રાહ જોઈ રહી હતી. વિનાયકની વહુ ગોદાવરી તથા સરોજની સખી કમળા ત્યાં આવી પહોંચ્યાં હતી. તેમણે સરોજને સાદાં, છતાં સુંદર વસ્ત્રાભૂષણ સજાવ્યાં હતાં. પંકજ આવતાં સૌ વિનાયકને ત્યાં જવા તૈયાર થયાં.

જતાં જતાં પંકજે સરોજને કહ્યું: 'બહેન! આ પરિસ્થિતિમાં તારા લગ્નને યોગ્ય કંઈ ઠાઠમાઠ હું કરી શકતો

નથી, એનું દુઃખ મારા દિલમાં થયા કરે છે. બાપુજી આજ જીવતા હોત, તો કોઈ જુદી જ ધામધુમ હોત! મોટા ભાઈ તરીકે મારે તેમની ખોટ પૂરવી જોઈએ, તે હું પૂરી શકતો નથી. છતાં આજના અસાધારણ સંજોગો ઊભા ન થયા હોત, તોયે 'ફૂલ નહિ ને ફૂલની પાંખડી હું ધરી શકયો હોત.' પિતાના સ્મરણે ભાઈબહેનની આંખો આંસુથી ભીંજાઈ. સરોજ કંઈ બોલી શકી નહિ. પણ તેની સખી કમળાએ કહ્યું:

'પંકજભાઈ! તમારે દુઃખ લગાડવાનું કંઈ કારણ નથી. તમે જે કરી રહ્યા છો, તે સરોજના હિતને માટે જ કરી રહ્યા છો, ને! સરોજને તમે સુશીલ અને મનગમતો પતિ શોધી આપી, કોઈપણ આભૂષણ કરતાં વધુ કીમતી ભેટ આપી શકયા છો.'

સરોજે શરમથી નીચું જોયું.

'ભાઈ! સમય જાય છે. આપણે ઉતાવળે જઈએ.' ગોદાવરીએ સૂચના કરી.

'હા, ચાલો.' કહી પંકજે સરોજને કેટલીક સૂચનાઓ આપી; મુંબઈ જેવા શહેરમાં સાવધાનીપૂર્વક રહેવા, અને પતિ પ્રત્યેની ફરજો બરાબર બજાવવાની તેને શિખામણ પણ આપી; અને પછી તેઓ વિનાયકને ત્યાં જવા ઊપડયાં. સરોજનો સામાન—કપડાંની એક ટ્રંક, હારમોનિયમની પેટી અને માતાના સ્મરણ રૂપ તેની ભરત-ગૂંથણની કળાના નમૂનાનું પોટલું—તો અગાઉથી જ વિનાયકને ત્યાં પહોંચાડી દેવામાં આવ્યો હતો.

બે અંગત મિત્રો સાથે કીર્તિ ત્યાં આવી પહોંચ્યો હતો. વિનાયકે લગ્ન અંગેની સર્વ તૈયારી કરી રાખી હતી. ગોર મહારાજ પણ હાજર હતા. લગ્ન હિંદુ વિધિ પ્રમાણે થવાનાં હતાં.

આ નાના મિત્રસમુદાયની હાજરીમાં લગ્નક્રિયા શરૂ થઈ. કીર્તિએ સરોજનું પાણીગ્રહણ કર્યું, મંગળ ફેરા ફરાયા, વર-વધૂએ સપ્તપદીની પ્રતિજ્ઞા લીધી, સ્નેહીઓએ વરવધૂને આશીર્વાદ આપ્યા.

પછી સૌ સાથે બેસીને જમ્યાં. સૌના મુખ પર પ્રસન્નતાનો આનંદ છવાઈ રહ્યો હતો. પંકજે મન ઉપરના બધા ભારને ઘડીને માટે વિસારી દીધો હતો. એના જીવનનું મુખ્ય કર્તવ્ય બજાવી લીધાનો—સ્વર્ગસ્થ માતાનું ઋણ ચૂકવ્યાનો—એના મુખ ઉપર પરમ સંતોષ ફેલાઈ રહ્યો હતો.

સરોજને વિદાય આપતી વખતે પંકજની દ્રષ્ટિ સરોજના ગળામાં ઝૂલી રહેલા 'મંગળસૂત્ર' પર પડી. માતાની મંગળમૂર્તિ તેને યાદ આવી. કેટલા મમત્વપૂર્વક, કેટલી વિટંબણાઓ વેઠીને એ માતાએ આ ભાઈબહેનને ઉછેર્યાં હતાં, શિક્ષણ આપ્યું હતું અને ઉત્તમ સંસ્કારો રોપ્યા હતા! માતાનો આત્મા આજે જ્યાં હશે, ત્યાં અવશ્ય પ્રસન્ન થયો હશે. એવી ભાવના પંકજના હૃદયમાં ખીલી ઊઠી. માતાની મૂર્તિ એના પર અંતરિક્ષમાંથી આશીર્વાદ વર્ષાવી રહી હતી. પંકજની આંખો આંસુથી ભીંજાઈ.

સરોજની દ્રષ્ટિ સામે પણ, એ ત્યાગમૂર્તિની છાયા ખડી થઈ હતી. માતાની અંતિમ ઘડી એને યાદ આવી. એણે રડતે સ્વરે કહ્યું: 'આ પ્રસંગે બા હાજર હોત, તો કેટલો સંતોષ પામત!' એની આંખમાંથી અશ્રુબિંદુઓ ટપકી રહ્યાં.

'બહેન!' પંકજે સ્વસ્થ થઈને કહ્યું: 'માતાનો આત્મા જ્યાં હશે, ત્યાંથી આશીર્વાદ આપતો હશે! એની આજ્ઞાને,

એના આદેશને, આપણે ન ભૂલીએ, એટલી ઈશ્વર પાસે પ્રાર્થના કર.'

બન્નેએ આંખો બંધ કરી પ્રાર્થના કરી. પંકજે કીર્તિને એક બાજુએ બોલાવીને નોટોની થોકડી એના હાથમાં આપી; અને સાવચેતીથી રહેવાની સૂચના આપી, મુંબઈ પહોંચ્યે પત્ર લખવા કહ્યું.

સકરુણ વાતાવરણમાં વરવધૂએ વિદાય લીધી. કીર્તિના મિત્રો અને સરોજની સખીએ સ્ટેશન સુધી જવાનું ઉચિત ધાર્યું. વરવધૂની ગાડીએ સ્ટેશનની વિદાય લીધી. પંકજ વિનાયકની રજા લઈ 'બિસ્કો પાર્ક' તરફ જવા ઊપડ્યો.

## પ્રકરણ સોળમું..................આંખમાં ધૂળ નાખી.

'બિસ્કોપાર્ક'માં જઈ, પંકજ તેના માનીતા લતામંડપ નીચે, એક બાંક પર લાંબો થઈને પડયો. એનું હૈયું હળવું થયું હતું. આવતી આફતમાંથી યુક્તિપૂર્વક સરોજને બચાવીને, તેણે યોગ્ય પતિ સાથે પરણાવી દીધી હતી; અને તેમનો માર્ગ પણ નિષ્કંટક બનાવી દીધો હતો. અને એ રીતે માતાનું ઋણ ચૂકવીને તે હળવો થયો હતો. હવે તે એકલો ફક્કડ રહ્યો હતો, તેથી ઘર ચલાવવાની પણ કશી ચિંતા તેને રહી નહોતી. હવે તો તેને પોતાના નિર્વાહ માટે પંદર રૂપિયાની રકમ પણ પૂરતી થઈ પડે; અને એટલી રકમ તો એને દુનિયાના કોઈ પણ ખૂણામાં સહેલાઈથી મળી શકે. શેઠની તિજોરીમાંથી ઉચાપત કરેલ રકમની ચિંતા આજ તેના મનમાંથી તેણે હાંકી કાઢી હતીઃ તદ્દન નિશ્ચિંત સ્થિતિમાં તે આરામ લઈ રહ્યો હતો.

સમીરની મંદમંદ લહરીઓ તેના શરીરને સ્પર્શ કરી ચાલી જતી હતી, અને પરમ આહ્‌લાદ આપી જતી હતી. વસંતના પુષ્પોની સુરભી વાતાવરણને સુગંધિત કરી દેતી હતી.

બીજનો બાલચંદ્ર ઊગીને તરત જ આથમી ગયો હતો; પણ તારકવૃંદોનો ઝાંખો પ્રકાશ અવનિને અજવાળતો હતો.

આવા મનોહર અને રમ્ય વાતાવરણમાં, પંકજ અર્ધજાગૃત અવસ્થામાં બે–ત્રણ કલાક પડી રહ્યો. ઘેર જવાની એને કશી ઉતાવળ નહોતી. હવે ઘેર હતું પણ કોણ? ઘર કે બાગ, એમાં હવે તેને મન કંઈ ફરક નહોતો. ત્યાં જ એ સૂઈ રહ્યો, મધ્યરાત્રી સુધી.

તેની આંખ ઊઘડી, ત્યારે બે વાગ્યા હતા. સર્વત્ર નિઃસ્તબ્ધતા પ્રસરેલી હતી. વાયુની ઠંડી લહરીઓ અંગને ધ્રુજાવતી હતી. એ ઊઠયો. કોટનાં બટન બંધ કર્યાં, મફલર બરાબર ગળે વીંટયું, અને ઘર તરફ જવા ઊપડયો.

એસ્ફાલ્ટના રસ્તા પર 'એવન્યુ' નીચે થઈને એ પસાર થતો હતો. ધીમે ધીમે ડોલતો ડોલતો તે ચાલ્યો જતો હતો. મધરાતની ટ્રેન કયારની પસાર થઈ ચૂકી હતી; અને પ્રવાસીઓની અવરજવર પણ બંધ થઈ હતી. વિશાળ રાજમાર્ગ ઉપર તે એકલો 'The monarch of all I survey' પેઠે, નિર્જન ભૂમિના અધિપતિની પેઠે વિહરતો હતો.

સિયાગંજની બજારમાં એક ચોકીદારે એને પડકાર્યો. પણ જવાબ કોણ આપે? એ તો એની ધૂનમાં, અવ્યક્ત આનંદમાં મગ્ન બની, ચાલ્યો જતો હતો. ચોકીદારે બીજી વાર બૂમ મારી. પણ તે સાવધ બને તે પહેલાં ચોકીદાર તેની પાછળ આવી પહોંચ્યો, અને તેનો ખભો પકડી પૂછયું: 'કૌન હૈ? જવાબ ભી નહિ દેતા?'

ઉત્તર આપ્યા વિના પંકજે પાછળ જોયું; અને ચોકીદાર

ચમક્યો: 'કૌન? પંકજબાબુ! આપ હૈં? માફ કીજિયેગા. મૈંને આપકો નહીં પહેચાના.'

ચોકીદાર શેઠ દીનદયાળનો દેવાદાર હતો, અને પંકજને ઓળખતો હતો; એટલે હસીને ચાલતો થયો. પ્રશ્નોત્તરમાં નહિ ઊતરતાં, પંકજ હસતો હસતો આગળ ચાલ્યો. તે ઘેર આવ્યો, ત્યારે લગભગ ત્રણ વાગવા આવ્યા હતા.

બીજે દીવસે તે ઘણો મોડો ઊઠ્યો, ત્યારે કીર્તિનો નોકર એને ત્યાં કીર્તિની તપાસ કરવા આવ્યો હતો: 'પંકજબાબુ! કીર્તિભૈયા કલસે ઘર નહીં આયે હૈં! આપ ઉનકા પતા જાનતે હૈં?'

'કૌન, ચપરાસી? બાબુ સાહબકો બોલો કિ કીર્તિભૈયા કલ રાતકો બંબઈકી ઓર ચલ પડે હૈં. કલ ખત મિલેગા. ફિક્ર કરનેકી કુછ જરૂરત નહીં હૈ.'

નોકર ગયા પછી તરત જ, ચા પી તે પેઢી ઉપર ગયો, અને સ્વસ્થ રીતે કામે વળગ્યો. આજે તે બીજા ગુમાસ્તાઓ સાથે વિનોદથી વાતો કરતો હતો; ગ્રાહકો સાથે હસીને આનંદ ઉડાવતો હતો. આજે એનું ચિત્ત સૌથી વધુ શાન્ત અને પ્રફુલ્લિત હતું.

સાંજે ગોપાળ એની સાથે શેઠના કમરામાં ગયો. પંકજ ચાવી સોંપી જવા લાગ્યો, ત્યારે ગોપાળે એને કહ્યું: 'જરા, બેસ.'

પંકજ બેઠો, શી ચર્ચા થવાની હતી, એની તેને ખબર હતી. એનો ઉત્તર પણ તેની પાસે તૈયાર હતો. હવે તે અગાઉનો સીધો-સાદો, ભલો-ભોળો પંકજ નહોતો રહ્યો. અનેક વિટંબણાઓએ એને પાવરધો થવા ફરજ પાડી હતી.

એણે ચોરી કરી હતી; પણ એ જાણતો હતો કે, સમાજના સભ્ય ગણાતા અને ધર્મિષ્ઠ કહેવાતા માણસો મોટા ચોર હોય છે. તેઓ કાયદાના રક્ષણ નીચે ચોરી, લૂંટ અને શોષણ કરી શકે છે. વેપારમાં અનીતિ, અમલદારીમાં લાંચરુશવત, વકીલાતમાં ભયંકર અસત્ય અને સેવામાં દંભનું રાજ્ય ચાલે છે. ગુનો કોણ નથી કરતું? આવા ગુનેગારોથી એણે શા માટે ડરવું?

ગોપાળે પૂછ્યું: 'આજે સવારે તું ન આવ્યો. પરમ દિવસે પાંચમ છે. શી તૈયારી કરવાની છે, તે આપણે વિચારી લઈએ.'

'વીચારીશું ફુરસદે. કંઈ ઉતાવળ નથી.' પંકજે કહ્યું: 'વદ પાંચમનું મુહૂર્ત પણ ઘણું સારું છે, એમ જોષી મહારાજ કહેતા હતા.'

'વદ પાંચમ?' ગોપાળે વિસ્મયપૂર્વક પૂછ્યું. 'એને તો પંદર–સત્તર દિવસની વાર છે!'

'હા, જી.' ઠંડે કલેજે પંકજે કહ્યું. પણ શેઠના પેટમાં તો તેલ રેડાતું હતું.

'ભાઈ! એ તો બહુ દૂર થાય. શેઠસાહેબની ઇચ્છા ટૂંક વખતમાં પતાવી નાખવાની છે. પરમ દિવસે શો વાંધો છે?'

'સરોજ લખે છે કે, હું બાર પંદર દિવસ પછી આવી શકીશ.'

'ક્યાંથી લખે છે? બહારગામ ગઈ છે?' ગોપાળને

પંકજની ઠંડકથી ચેન પડતું નહોતું. મનમાં તો તે બહુ અકળાતો હતો; પણ પંકજને એની કંઈ પડી નહોતી.

'હા. હવાફેર માટે વડોદરા ગઈ છે. તબિયત જરા ઠીક નહોતી, એટલે મેં ધાર્યું કે, ભલે આરામ લઈ આવે.'

ગોપાળ અને શેઠના મુખને તાળાં દેવાઈ ગયાં. શું કહેવું, અને શું ન કહેવું, એ સૂઝ્યું નહિ. હવે બાજી તેમને હાથ નહોતી રહી; એટલે શિયાળની પેઠે 'દ્રાક્ષ ખાટી છે' કહી તેમને સંતોષ માનવો પડ્યો. ગોપાળે કહ્યું: 'હા. એ સારું કર્યું. તબિયત ઉપર તો પ્રથમ લક્ષ આપવું જ જોઈએ. પંદર દિવસમાં આપણને ક્યાં ખાટુંમોળું થઈ જાય છે! કેમ, શેઠ સાહેબ!'

'હા. હા. ખરું છે.' કડવી ગોળી ગળે ઉતારતા હોય, એમ શેઠ બોલ્યા. બહુ અધીરાઈ બતાવવાથી કંઈ ફાયદો નહોતો.

'હવે એને લખી નાખજે કે, પુનમ સુધીમાં અહીં આવી જાય.' ગોપાળે કહ્યું.

'સારું, લખી નાખીશ.'

'જા, હવે.'

નમસ્કાર કરી પંકજ ઊઠ્યો.

આ વાતને બીજા દસ બાર દિવસ વીતી ગયા. શેઠ ભાવિ સુખદ સ્વપ્નમાં રાચતા હતા, અને લગનના દિવસની અધીરાઈથી રાહ જોતા હતા. ગોપાળ માથે લીધેલું કામ પૂરું કરવાની વેતરણમાં પડ્યો હતો, અને શેઠની વધુ ચાહના મેળવવાના મનસૂબા ઘડતો હતો. પંકજ તો નિશ્ચિંત બનીને ચાલુ કામકાજ કરી રહ્યો હતો.

'પંકજ! સિલક કેટલી છે?' ગોપાળે અચાનક તેની પાસે આવી પૂછ્યું.

'ત્રેવીસ હજાર ત્રણસો તેર.' હિસાબના મેળમાં જોઈને પંકજે કહ્યું.

'તિજોરીમાં પણ બરાબર એટલી જ છે, ને?'

'તપાસી જુઓ ને!' હિંમતપૂર્વક પંકજે કહ્યું.

'તપાસી જોઉં.' કહી ગોપાળ સિલક ગણવા બેઠો. પંકજે તિજોરીમાંથી નોટો, રોકડા રૂપિયા, ચેક, હૂંડી વગેરે બહાર કાઢી, તેમની પાસે રજૂ કર્યાં.

ગોપાળે નાણું ગણ્યું. કાગળ ઉપર ચેક હૂંડીના આંકડા મૂક્યા. બધું બીજી વાર તપાસ્યું. પછી કહ્યું:

'બાવીસસો ઘટે છે!'

'હા. જી.'

'કેમ ઘટે છે?'

'મેં ઉપાડયા છે.'

'કેટલા!'

'બીજા બે હજાર.'

'બે હજાર?'

'હા.'

'કોને પૂછીને?'

'પૂછવું'તું કોને ?'

'પૂછ્યા વિના ઉપાડ કેમ કર્યો ?'

'બસો ઉપાડયા'તા, ત્યારે કયાં પૂછયું'તું ?'

'તું ગાંડો થયો છે? એ તો ચોરી કહેવાય!'

'તો પાછા ભરી દઈશ.'

'કયાંથી ભરી દઈશ ?'

'તમારી પાસેથી, કે શેઠ પાસેથી લઈને.'

ગોપાળ પંકજના ઉત્તરો સાંભળી આભો બન્યો. પેઢીમાંથી આટલી મોટી રકમ ઉપાડી લેવાની એણે હિંમત તો કરી; પણ હજુ ગભરાયા વિના ઉડાઉ જવાબો આપી રહ્યો છે. પંકજ ગાંડો તો નથી થઈ ગયો ને! એને શું કહેવું ?'

'પંકજ! વગર પૂછ્યે લેવું એ ઉચાપત કહેવાય; ચોરી કહેવાય!'

'કહેવાતી હશે!' બેદરકારીપૂર્વક ઉત્તર મળ્યો.

તિજોરીની જવાબદારી ગોપાળની હતી. પંકજને એણે જ નિમાગ્યો હતો, તેટલે અંશે એની જવાબદારી વધુ ગંભીર હતી. આ વાત શેઠથી છુપાવવી, એ તેને યોગ્ય ન લાગ્યું. એણે તરત જ જઈને બધી વાત શેઠને કરી.

શેઠે કહ્યું: 'હમણાં જરા ચૂપ રહેજો, અને જેમ ચાલે છે, તેમ ચાલવા દેજો. ત્રણ–ચાર દિવસ જવા દો; અને આપણું કામ પતી જવા દો. નહિતર કમાન છટકશે. એ તો ઊલટું

સારું થયું કે, સાણુસામાં સપડાયો. બે હજાર તો શું, બાવીસ હજાર પણ એની બહેન ઉપર કુરબાન છે, ગોપાળ ! આવા નારી રતનની કિંમત થઈ શકે ખરી કે ?' રંગમાં આવી શેઠ બોલ્યા.

'જેવી આપની મરજી, શેઠ સાહેબ !' ગોપાળે કહ્યું. 'મારી તો ફરજ છે કે, મારે આ હકીકત આપની પાસે રજૂ કરવી જોઈએ. આપ ઠીક લાગે તેમ કરો. આપ તો રાજા છો.'

'જવા દે બે હજાર. એની ચિંતા છોડી દે. છોકરી ગામથી આવી ગઈ કે નહિ ? હવે આવતી પાંચમ ન ખડવી જોઈએ.'

'તપાસ કરી લઈશ. હું એ જ ચિંતામાં છું, સાહેબ ! આપને ઘેર લાડી આવે, એટલે હું ગંગ નાહ્યો.' કહી નમન કરી ગોપાળ ગયો.

બીજી સાંજે પેઢી બંધ થતી વખતે ગોપાળે પંકજને પૂછ્યું: 'સરોજ આવી ગઈ કે ?'

'ના, જી.'

'કેમ ? કાલે તો પાંચમ છે ?'

'એ અહીં આવે, એવું લાગતું નથી !'

'કેમ ?'

'એણે તો લગ્ન કરી નાખ્યાં.'

'હેં ?'

'હા.'

'કોની સાથે?'

'નરેન્દ્રભાઇના કીર્તિ સાથે.'

'કોને પૂછીને?'

'એના અંતરાત્માને.'

'તારી લુચ્ચાઈ લાગે છે!' અકળાઈને ગોપાળે કહ્યું.

'તો એમ માની લો.'

'બદમાસ!' ગોપાળે ત્રાડ મારી. ગુમાસ્તાઓ દોડતા આવ્યા. અંદરના કમરામાંથી શેઠ પણ બહાર આવ્યા.

'શું છે?' તેમણે પૂછ્યું.

'કંઈ નહિ' કહેતો ગોપાળ શેઠના ઓરડામાં ગયો. શેઠ પાછળ ગયા. ગુમાસ્તાઓ કંઈ વાત ન સમજવાથી અંદર અંદર ગુસપુસ કરતા પોતાની જગાએ જઈ બેઠા.

ગોપાળે શેઠને બધી વાત કરી. આ સાંભળી શેઠના તો રામ રમી ગયા. બન્ને બરાબર ઉલ્લુ બન્યા હતા. હવે શું કરવું?

ગોપાળનો ક્રોધ સીમા વટાવી ગયો હતો. એની બધી બાજી વીખરાઈ ગઈ હતી. શેઠ પાસે તે ચાટ પડયો હતો. એક છોકરાએ એને છેવટ સુધી બનાવ્યો હતો. આ બધું એ સાંખી શકયો નહિ. એણે ઉશ્કેરાઈ જઈને કહ્યું: 'હમણાં જ પોલીસને ખબર આપું. એના પગમાં બેડીઓ ઠોકાવી દઉં. મારે બેટે મને બનાવ્યો!'

શેઠે એને શાન્ત પાડી ઘેર મોકલ્યો. ગુમાસ્તાઓને રજા આપી; અને પંકજને અંદર બોલાવ્યો. પૂછ્યું: 'તું આ ખરું કહે છે?'

'હા, જી.' શાન્તિથી પંકજે કહ્યું.

'તારી બહેનને તારી મરજીથી પરણાવી દીધી?'

'હા, જી.'

'પહેલેથી કેમ ન કહ્યું? અત્યાર સુધી તું જૂઠું કેમ બોલ્યો?'

'તિજોરીમાંથી મેં બસો રૂપિયા ઉપાડયા હતા, એટલે મારા મામાએ મને દબાવીને હા પડાવી હતી. હું પહેલેથી જ નારાજ હતો.'

'અને હવે તેં બીજા બે હજાર ઉપાડયા છે?'

'હા, જી.'

'કેમ?'

'મારી બહેનને પરણાવીને નસાડવા.'

શેઠ સ્તબ્ધ બની ગયા. કેવો સ્પષ્ટ જવાબ! એમાં સચ્ચાઈ હતી, સરળતા હતી. પણ શેઠને એ સચ્ચાઈ ખૂંચતી હતી. થોડીવારે એણે કહ્યું:

'રૂપિયા બાવીસસો આજે જ ભરી દે.'

'ક્યાંથી ભરી દઉં?'

'ગમે ત્યાંથી.'

'સગવડ નથી.' પંકજે ઉત્તર આપ્યો.

'તો જેલમાં જવું પડશે.' શેઠે ધમકી આપી.

'એથી આપને રૂપિયા કેવી રીતે મળી શકશે, શેઠ સાહેબ? આબરૂ જશે, એમ ને? આબરૂ તો મારે હતી નહિ, છે પણ નહિ. હાલમાં તો એની જરૂર પણ નથી. આબરૂ કદાચ આપની જશે. આપને પરણવાના કોડ હતા, એટલે રૂપિયા ઉપાડવા દીધા, એમ અદાલતમાં મારે કહેવું પડશે. શેઠ સાહેબ! એ સ્થિતિમાં મને મૂકશો નહિ. છતાં આપની ઈચ્છા. સરોજ તો ગઈ! અને રૂપિયાયે જશે! એ રીતે આપને રૂપિયા નહિ મળી શકે.'

'ત્યારે કઈ રીતે મળી શકશે?' શેઠ ઠંડા પડ્યા.

'ધીરજ રાખ્યે, શેઠ સાહેબ! દર માસે મારો પગાર જમા કરશો.'

'એટલે આ એવડી દગલબાજી પછી, મારે તને નોકરીમાં ચાલુ રાખવો, એમ કે?'

'પૈસા વસુલ કરવાનો એ એક જ રસ્તો છે!'

'છોકરા! તું નફ્ફટ છે!' શેઠે ત્રાડ મારી.

'હતો નહિ! હવે થવું પડ્યું છે!'

'બહાર જા!' શેઠે પણ શાન્તિ ગુમાવી. 'તારું કાળું કર!'

'જી.' કહી પંકજ બહાર ચાલ્યો ગયો.

એના ગયા પછી શેઠે ગોપાળને તેડાવ્યો. સરોજ તો હાથથી ગઈ હતી, એટલે એ વિષે વિચાર કરવો નકામો હતો.

રૂપિયા વસૂલ કરવાનો પણ કોઈ માર્ગ નહોતો રહ્યો. હવે તો ચડેલો રોષ ઉતારવા માટે, અને ગુમાસ્તાઓ પર દાબ બેસાડવા માટે પંકજ પર ફરિયાદી કરવી, અને તેની લુચ્ચાઈનો પૂરો બદલો અપાવવો, એમ બન્નેએ વિચારી નક્કી કર્યું.

બીજી સવારે વિનાયકે પંકજને બોલાવી પૂછ્યું: 'તેં કંઈ ગુનો કર્યો છે?'

'કેમ?'

'તારી પાછળ પોલીસ મૂકવાનું નક્કી થયું છે!'

પંકજે દિલ ખોલીને વિનાયકને બધી વાત કહી. તેની પાસે કંઈ પણ છુપાવવું અશક્ય હતું. આજે તો કીર્તિ જતાં, અને ગોપાળ દુશ્મન બનતાં, વિનાયક સિવાય બીજો કોઈ તેનો સલાહકાર નહોતો.

'પંકજ! આટલા દિવસ આ વાત તેં સંતાડી, એ ભૂલ કરી. હું કંઈ પણ માર્ગ કાઢી શકત. થયું.' વિનાયકે પંકજની વાત સાંભળી કહ્યું: 'આજે હવે પેઢીએ ન જતો. એમણે તને પકડાવવાનું નક્કી કર્યું છે.'

'મને શંકા હતી જ.'

'છતાં આટલો બેદરકાર કેમ છે!'

'વિનાયકભાઈ! ગુનો તો મેં કર્યો જ છે. એટલે એની શિક્ષા મારે ભોગવવી જોઈએ.'

'પંકજ! આ મૂર્ખાઈ ક્યાંથી સૂઝી? જેલમાં જવું છે, શું? ગુનો નહોતો કરવો; અને કર્યો, તો તેની શિક્ષામાંથી છટકવું જોઈએ.'

'શિક્ષા ભોગવ્યે ગુનાનું પાપ ધોવાશે.' પંકજે કહ્યું.

'ભાઈ! આ વેદિયાવેડા કેમ સૂઝે છે! શેઠનો પૈસો ચોરે અને લૂંટનો નથી, તો શું છે? એમાંથી પૈસા ઉપાડવામાં પાપ શાનું?'

પંકજ વિચારમાં પડયો. થોડીવારે એણે પૂછયું:

'ત્યારે શું કરું?'

'નાસી જા. બીજો માર્ગ નથી.'

'કેવી રીતે? પોલીસ પાછળ નહિ પડે?'

'પોલીસને થાપ આપવી જોઈએ.'

'મને એ આવડશે?'

'આવડવું જોઈએ. હું તને મદદ કરીશ.'

'સારું.'

એક પેટી ખોલી વિનાયકે તેનો જૂનો ગણવેશ કાઢી કહ્યું:

'આ પહેરી લે.'

'શું?'

'આ મારો જૂનો પોષાક. ખાખી કપડાં પહેરનારને કોઈ પોલીસ પૂછપરછ નહિ કરે. કોઈને શંકા જશે નહિ. પોલીસ તારા ઘર ઉપર અને પેઢી ઉપર બેસી ગઈ હશે. ત્યાં ન જતો. હજુ ટ્રેનને થોડી વાર છે. ટાંગામાં બેસી સીધો સ્ટેશને પહોંચી જા.'

પંકજે ખાખી કપડાં ચડાવ્યાં. દાઢી પણ ચડાવી અને હસ્યો.

'મોઢું ભારમાં રાખજે. કોઈની સામે તાકીને જોવું નહિ. કોઈની સાથે વાત કરવી પડે, તો હિંદીમાં જ કરજે. કોઈ પૂછે

તો કહેવું, 'નવી ભરતી થયો છું, અને કુટુંબને લેવા દેશ જાઉં છું.' પોલીસ તને શોધવા સ્ટેશને નહિ આવે; કારણ કે, તું બહારગામ નાસી જશે, એવો હજુ તેમને શક નથી.'

'હવે હું જાઉં ?'

'હા. પહેલાં રતલામ કે વડોદરા જઈને ઊતરી જજે. સાંજ સુધીમાં તારો પત્તો નહિ લાગે, તો કદાચ સ્ટેશને તપાસ રાખશે; પણ તે દરમ્યાન તો તું દૂર પહોંચી ગયો હોઈશ. જ્યાં કાલે સવારે પહોંચે, ત્યાં એક અઠવાડિયું રોકાઈ જજે. પછી વેપારીનો પોષાક પહેરીને મુંબઈ–અમદાવાદ જેવા મોટા શહેરમાં ચાલ્યો જજે.'

પંકજે સ્નેહભાવે વિનાયકને નમસ્કાર કર્યા.

વિનાયકે કહ્યું: 'હવેથી તારું નામ......હાં...' સીરાજ' રાખજે. સરોજને મળતું નામ...એ મને યાદ રહેશે. એ નામે જ મને પત્ર લખી તારું સરનામું જણાવતો રહેજે; જેથી કોઈ વખત જરૂરી સૂચના આપી શકાય. બસ, હવે જા, ફતેહ કર.' કહી વિનાયકે પંકજનો વાંસો થાબડ્યો, અને તેના હાથમાં પચીસ રૂપિયા મૂક્યા.

'જરૂર નથી, કાલે પગારના પચાસ રૂપિયા આવેલા, તે હજુ મારા ખીસામાં જ છે.

'કંઈ વાંધો નહિ. પ્રવાસમાં જરૂર પડશે.' કહી વિનાયકે આગ્રહ પૂર્વક પચીસ રૂપિયા તેને આપ્યા.

વિનાયકના સ્નેહભાવથી પંકજનું હૃદય ભીંજાયું. આ જગતમાં એ જ એક તેનો સ્નેહી હતો, વડીલ હતો, શુભેચ્છક હતો. પિતાના મિત્રે, મિત્રપુત્રને યોગ્ય સહાય કરી હતી. તેનું હૃદય આભારની લાગણીથી વિવશ બની ગયું. પણ

આભાર માનવાના શબ્દો તેને મળ્યા નહિ. તેના ચરણમાં પ્રણામ કરી, તે ઘર બહાર નીકળ્યો.

'એય ! ટાંગાવાલે !'

'જી, સાબ ! આઈએ !' ટાંગાવાળાએ પોલીસદાદાને જોઈ ને ગાડી ઊભી રાખી.

પંકજે પૂછ્યું: 'ઈસ્ટેસન ચલોગે ?'

'ક્યોં ન ચલું, સાબ ! હજૂરકી હી ગાડી હૈ.' કહી તે નીચે ઊતર્યો, અને પાછળનું બારણું ખોલી કહ્યું: 'બૈઠિયે, જનાબ !'

પંકજ અંદર જઈ બેઠો. ટાંગાવાળાએ ઘોડાને ચાબૂકનો ફટકો અડાડ્યો, અને ગાડી દોડાવી મૂકી.

ટ્રેન 'યાર્ડ'માં આવી ગઈ હતી. પંકજ ઊતર્યો, અને રતલામની ટિકિટ લઈ ટ્રેનમાં બેઠો. ગાર્ડે સીટી મારી.

## પ્રકરણ સત્તરમું ................નવદંપતીનું ગૃહજીવન

કીર્તિએ મુંબઈ જતાં ભુસાવળ જંક્શનથી એક તાર એના પિતાને કરી નાખ્યો, અને મુંબઈ પહોંચ્યા પછી એક વિગતવાર પત્ર પણ લખ્યો; જેમાં તેણે સરોજ સાથે લગ્ન કર્યાના સમાચાર જણાવ્યા હતા; અને તેમાં તેઓ કદી સંમત ન થાત, એટલે છૂપી રીતે લગ્ન કરીને, તે મુંબઈ ચાલ્યો આવ્યો હતો, એ હકીકત વિસ્તારથી લખી હતી.

કીર્તિના પિતા નરેન્દ્રપ્રસાદ ઇન્દોરના મુખ્ય કૉન્ટ્રાક્ટર હતા. જૂની લાગવગ અને ધંધાની કુશળતાને લીધે શહેરના ગૂજરાતીઓમાં એમનું સ્થાન આગળ પડતું થયું હતું. સરકારમાં પણ તેઓ ઊંચી લાગવગ ધરાવતા હતા. રાજ્યના મુખ્ય એન્જિનિયર તથા દીવાન સાથે તેમને સારો સંબંધ હતો, તેમ જ અનેક પ્રસંગો યોજીને તેમણે એ સંબંધ વિશેષ ગાઢો કર્યો હતો. આથી સરકારી બાંધકામ ખાતાના ઘણાખરા કૉન્ટ્રાક્ટ તેમને જ મળતા. ઉપરાંત શહેરમાં વસતા મારવાડી ધનિકોના મહાલયો ચણવાના કૉન્ટ્રાક્ટ પણ એમને મળતા. લાખ પોણો લાખથી ઓછી રકમનું કામ તેઓ કદી હાથ પર

ન લેતા. નાનાં કામો બીજા કોન્ટ્રાક્ટરોને અપાવી, તેઓ તેમના ધંધાભાઈઓનો પ્રેમ પણ સંપાદન કરી શક્યા હતા. એમની મહત્તાની ઈર્ષ્યા કરનારા આથી થોડા માણસો હશે.

તેમનામાં મુખ્ય બે ગુણ હતાઃ ઉદારતા અને વાણીની મીઠાશ. અમલદારોનાં મકાનોની જો જડતી લેવામાં આવે, તો ઘણાખરાને ત્યાંથી નરેન્દ્રપ્રસાદે ભેટ આપેલું જ ફર્નિચર નીકળે. કોઈ પણ મારવાડી શેઠને ત્યાં લગ્ન પ્રસંગે તેમણે આપેલા ચાંદલાની રકમ બસો-પાંચસોથી ઓછી ન જ હોય. ફંડફાળાઓમાં પણ તેઓ તેમના દરજ્જાને શોભે એવી રકમો નોંધાવતા. ગુજરાતી જનતાના તેઓ પ્રીતિપાત્ર હતા. 'ગુજરાત કલબ', 'ગુજરાતી સમાજ', 'ગુજરાતી શાળા' વગેરે સંસ્થાઓના તેઓ પ્રમુખ હતા; અને તેઓ તે સંસ્થાઓને સારી મદદ આપતા. ગુજરાતી બેકારોને ધંધે લગાડવા અને રખડી પડેલાં કુટુંબોને દેશમાં મોકલી આપવા, તેઓ પોતાની લાગવગ અને પૈસાનો છુટ્ટે હાથે ઉપયોગ કરતા. જેવી તેમની ઉદારતા, તેવી જ વાણીની મીઠાશ હતી. એમનો પ્રેમાળ સ્વભાવ દુશ્મનને પણ મિત્ર બનાવી શકતો.

કીર્તિ તેમનો એકનો એક પુત્ર હતો. જેટલી કાળજી એના અભ્યાસ માટે તેમને હતી, તેથી વધુ કાળજી એના માટે મોટા ઘરની વહુ લાવવાની હતી. નરેન્દ્રપ્રસાદને રાજ્ય સાથે તથા રાજ્યના વરિષ્ઠ અમલદારો સાથે સારો સંબંધ હતો; અને તેમનો ધંધો સ્વતંત્ર હોવા છતાં પણ, તેઓ રાજ્યના અમલદાર જેવા જ ગણાતા.

સત્તાનો પ્રશ્ન બાદ કરીએ, તો વૈભવ, ધનદોલત,, પ્રભાવ વગેરેમાં તે કોઈપણ અમલદાર કરતાં ઊતરતા નહોતા.

'અમલદારી આખરે તો નોકરી જ છે' એમ કહી તેઓ પોતાની જાતને અમલદાર કરતાં ચડિયાતી ગણાવતા. છતાં અમલદારી તેમને સત્તાની દૃષ્ટિએ મોહક લાગતી. કોઈ મોટા રાજ્યના દીવાનની દીકરીને પુત્રવધૂ તરીકે પોતાના ઘરમાં લાવવાના એમને કોડ હતા, અને બીજી રીતે નહિ મળી શકતી દીવાનગીરીની મહત્તાને, પોતાના મોભાથી ઊતરતી ગણાવવાની એમની ઇચ્છા હતી.

કીર્તિના વેવિશાળ માટે તેમની આ રીતે એક દૃષ્ટિ નક્કી થઈ ચૂકી હતી; એટલું જ નહિ પણ, એકના એક પુત્રનાં લગ્ન રજવાડી ઠાઠથી ઊજવવાની, અને એ પ્રસંગે ખુદ હોલ્કર નરેશને પોતાને આંગણે આમંત્રી, તેમનો અનુપમ સત્કાર કરવાની એમને હોંસ હતી. કીર્તિ પિતાની આ વૃત્તિ જાણતો હતો, અને તેઓ આ વૃત્તિના મોહમાં મગ્ન બન્યા હોવાથી, પોતાને માટે પોતાની કલ્પનાસૃષ્ટિમાં ખડી થયેલી પ્રતિમા સમી પત્ની લાવી શકવાના નથી, એવી તેને ખાતરી પણ થઈ ચૂકી હતી. સરોજ જેવી ગરીબ કુટુંબની કન્યા સાથે લગ્ન કરવાની પોતાની ઇચ્છાને પિતાની અનુમતિ મળી શકવાની નથી, એવી તેની દૃઢ માન્યતા હતી, અને તેથી જ સરોજ સાથે છૂપી રીતે લગ્ન કરી, એ મુંબઈ નાસી આવ્યો હતો.

કીર્તિનો પત્ર વાંચી એના પિતાને ભારે આઘાત થયો. એની કલ્પનાઓ અને મહત્ત્વાકાંક્ષા ધુળમાં મળી ગઈ. આ સમાચાર સાંભળી ત્રણ દિવસ સુધી તો એમણે ખાધું પણ નહિ. એમનું મુખ શરમથી જાણે શ્યામ બની ગયું. એમની આશાની છેલ્લી ઇમારતનો ચૂરો થઈ જતાં, એમનું અંતર કીર્તિ પ્રત્યે રોષથી સળગી ઊઠ્યું. એમણે કીર્તિને લખી નાખ્યું

કે: 'હવે તારું મોઢું હું જોવા માગતો નથી. બીજો પત્ર મને કદી લખતો નહિ; અને મારા તરફથી બીજા પત્રની આશા કદી રાખતો પણ નહિ.'

કીર્તિએ તો આમ બનશે જ, એમ ધારી મૂકયું હતું પણ એને આશા હતી કે, પિતાનું હૃદય ધીમે ધીમે આ ઘા ભૂલશે, અને તેઓ પોતાને પાછો બોલાવશે; કારણ કે, એમને કલંક લાગે, એવું તો અપકૃત્ય એણે નહોતું જ કર્યું. એનો ઇલાજ સમય હતો; તેથી તેણે એ વાતની ચિંતા છોડી, સમય વિતાવવા માંડયો.

આજે તો તેને જરૂર જેટલું ધન, મનોવાંછિત સ્ત્રી અને જોઈએ તેટલી સ્વતંત્રતા મળી ગઈ હતી. તેમાં પણ મુંબઈ જેવી મોહમયી નગરી અને મદમસ્ત જુવાની! પછી પૂછવું જ શું! એની મનોકામના સિદ્ધ થઈ હતી.

મુંબઈના ઘૂઘવતા સાગર–તટે લંબાયેલા સુશોભિત 'મરીન ડ્રાઇવ' પર એક નાનું 'ફ્લૅટ' ભાડે રાખીને એણે ગૃહજીવન શરૂ કર્યું હતું. 'ઇન્ટર આર્ટસ'ની પરીક્ષામાં તે પસાર થયો હતો, અને 'બી. એ.'નો અભ્યાસ એણે શરૂ કરી દીધો હતો. પણ અભ્યાસમાં એનું મન બહુ ચોંટતું નહિ. જેટલું અનિયમિત એનું કૉલેજજીવન હતું, એટલું જ નિયમિત એનું ગૃહજીવન હતું. સવારમાં ચા–નાસ્તો લઈને, સરોજ સાથે 'હેંગીંગ ગાર્ડન્સ'માં ફરવા જવું, બપોરે જમીને કૉલેજમાં આંટો મારી આવવો, અને શાળાએથી સરોજ આવે તેની રાહ જોતાં થોડું ઘણું વાંચી નાખવું, સાંજે સરોજ સાથે ચલચિત્રોની મુલાકાત લેવી, અને ત્યાંથી હોટેલમાં ખાણું લઈ, ચોપાટી, બૅન્ડસ્ટેન્ડ, પાલવા, વગેરે સ્થળે ભમીને ઘેર આવી સૂઈ રહેવું; એ તેનો

નિયમિત દૈનિક કાર્યક્રમ હતો. રવિવારે 'જુહૂ'ના અનુપમ રમણીય સાગરને તીરે મધુર સંધ્યા ગાળવા તેઓ ઊપડી જતાં. થોડા નવા મિત્રો થયા હતા, પણ સરોજે કીર્તિના જીવનમાં મિત્રો માટે કશો અવકાશ રહેવા દીધો નહોતો.

સરોજે અહીં આવીને તરત જ 'ગર્લ્સ હાઇસ્કૂલ'માં છઠ્ઠા ધોરણની પરીક્ષા આપી, મૅટ્રિકનો અભ્યાસ શરૂ કર્યો હતો. શાળાએ જવામાં તે ભાગ્યે જ નિયમિતતા સાચવી શકતી. ઘર આગળ તો વાચન માટે એક પળનો સમય પણ તે મેળવી શકતી નહિ. પણ કીર્તિએ તેને લાંબી રજાઓમાં મદદ કરવાનું વચન આપ્યું હતું, એટલે તે પણ અભ્યાસની વિશેષ ચિંતા કરતી નહિ. આમ તેમનું વહાણ શાન્ત સમુદ્રમાં સફર કરી રહ્યું હતું.

લગભગ બે વર્ષ સુધી ચાલે એટલી—બે હજાર રૂપિયાની—મૂડી લઈ, તેઓ મુંબઈમાં આવ્યાં હતાં. આ રૂપિયા પંકજે ક્યાંથી મેળવ્યા હતા, તેની તેમને ખબર નહોતી, પણ કીર્તિએ અનુમાન કર્યું હતું કે, પંકજે આ રૂપિયા પેઢીની સિલકમાંથી ઉપાડ્યા હશે. સરોજ આ અનુમાનને જૂઠું માનતી હતી; પણ તેમના મુંબઈ આવ્યા પછી તરત જ, એ અનુમાનને સાચું ઠરાવનારાં કારણો મળી આવ્યાં હતાં.

તે દિવસે વર્તમાન પત્રમાં સિનેમાની જાહેરાત તપાસતાં કીર્તિની નજર ઇન્દોરના સમાચાર ઉપર પડી. તે દોડતો સરોજ પાસે ગયો અને કહ્યું: 'જો! મારું અનુમાન ખરું પડ્યું,' અને સરોજને સમાચાર વંચાવ્યા. "શેઠ દીનદયાળની પેઢીમાંથી હજારોની ઉચાપત કરીને નાસી ગયેલો જુવાન—પોલીસની ચાંપતી તપાસ છતાં પત્તો લાગતો નથી." સરોજ

ગભરાઈ ગઈ: 'હાય! હાય! હવે શું થશે? આ તો મારો ભાઈ.....પંકજ!'

'હા. એ જ તો! પણ એમાં આટલી ગભરાય છે શાને? નીચે વાંચ ને! "ઇન્દોરના સુપ્રસિદ્ધ શરાફ શેઠ દીનદયાળની પેઢીમાંથી તેનો ભંડારી રૂપિયા બે હજાર બસો ઉચાપત કરીને નાસી ગયો છે. તેને પકડી પાડવામાં ઇન્દોરની પોલીસ નિષ્ફળ નીવડી છે. કહેવાય છે કે, મજકુર ભંડારીએ પોતે પેઢીમાંથી નાણાં ઉચાપત કર્યાના જાતે જ શેઠને ખબર આપ્યા હતા; અને શેઠે તરત જ પોલીસને જાણ કરી હતી. પરંતુ આરોપી એકાએક ગેબ થઈ જતાં અત્રે ભારે સનસનાટી ફેલાઈ છે. એમ જાણવા મળે છે કે, આ કિસ્સાની તપાસ માટે, તેમ જ આરોપીને શોધી કાઢવા માટે, હોલ્કર રાજ્યે મુંબઈની છૂપી પોલીસની મદદ માગી છે." વાંચ્યું ને?' કીર્તિએ કહ્યું, 'એ તો એકાએક ગેબ થઈ ગયો છે!'

'ક્યાં ગયો હશે?' સરોજે ઉદ્વેગપૂર્ણ ચહેરે પૂછ્યું.'

'ગમે ત્યાં. પણ એ પોલીસને હાથ આવવાનો નથી, નથી, એની મને ખાતરી છે.'

'કેમ જાણ્યું?'

'વિનાયક દાદા એને બચાવી લેશે. ગમે ત્યાં છુપાવી રાખશે, અથવા નસાડી મૂકશે.'

'મને બહુ ચિંતા થાય છે.'

'તારે ચિંતા કરવાનું કશું કારણ નથી. ખરી ચિંતા તો મારા પિતાને થઈ પડી હશે.'

'એમને શું ?'

'વાહ! એમને કંઈ નહિ? આપણાં લગ્નની વાત ઓછી જ છૂપી રહી હશે! એમના દીકરાનો સાળો ચોર અને ઉઠાઉગીર નીકળ્યો; એટલે તો એમને વધુ આઘાત થયો હશે. એમને તો મોટા દીવાનની દીકરી ઘરમાં લાવવી હતી, એને બદલે ચોરની બહેન આવી ગઈ!'

'એ દોષ તમારો જ છે.'

'હું તેની ક્યાં ના પાડું છું. પણ તું જ કહે ને, એટલા રૂપિયા ન લીધા હોત, તો આપણું ગાડું કેમ ચાલત?'

'ગમે તેમ ચાલત. હું નોકરી શોધી લેત. તમે કમાઈ શકત. પણ મારો ભાઈ આટલો દુઃખી ન થાત. મારે ખાતર એણે વેઠવામાં કશું બાકી નથી રાખ્યું. એ બિચારો ક્યાં ક્યાં છુપાતો ફરતો હશે?'

'કહું? આઠ-પંદર દિવસમાં અહીં જ આવવાનો. આ મુંબઈ જગતભરના ગુનેગારોને સંઘરી શકે છે!'

સરોજને વિશ્વાસ બેઠો કે, પંકજ જો છટકી જશે, તો પોતાને મળવા મુંબઈ આવ્યા વિના રહેવાનો નથી. વિનાયક દાદાની મદદ હશે, તો પંકજને કોઈ પકડી શકવાનું નથી.

આમ સરોજે આશ્વાસન મેળવ્યું. કીર્તિ એને વાત ભુલાવવાને બનતી કોશિશ પણ કરતો. એવામાં એક દિવસે અમદાવાદથી પંકજનો પત્ર મળ્યો. તેમાં એણે જણાવ્યું હતું કે, એ એક અઠવાડિયામાં મુંબઈ આવી જશે.

પત્ર વાંચી સરોજને આનંદ થયો. એની ચિંતા ઘટવા લાગી. ભાઈ ગમે ત્યાં પણ હજુ સુરક્ષિત છે, એટલી હકીકત પણ તેને ઓછા આનંદની વાત નહોતી. એણે કીર્તિને કહ્યું:

'મારો ભાઈ ઇન્દોરમાંથી છટકી ગયો છે!'

'હું તો ધારતો જ હતો.'

'હાલ અમદાવાદ છે. અહીં આવશે.'

'કેમ જાણ્યું?'

'વાંચો આ કાગળ' કહી, સરોજે પત્ર કીર્તિના હાથમાં મૂક્યો.

'બસ. એ તો મેં કહ્યું હતું તેમ જ. આ તો મુંબઈ છે! અહીં ભલભલા ડાકુઓ અને ખૂનીઓ પણ સજ્જન બનીને ફરે છે. અહીં એનો પત્તો લાગવાનો નહિ.' કીર્તિની આગાહી ખરી પડી હતી.

તે દિવસથી બન્ને પંકજની રાહ જોવા લાગ્યાં. એમ અઠવાડિયું ગયું, પણ પંકજ ન આવ્યો. બીજા પણ પાંચ-સાત દિવસ પસાર થઈ ગયા. એનો પત્તો નહોતો. પંકજનો કોઈ મિત્ર મુંબઈમાં હશે, તે પણ પંકજ આવ્યો કે નહિ, તેની તપાસ બે-ચાર વખત કીર્તિને ત્યાં આવીને કરી ગયો; પણ પંકજ ન આવ્યો.

વળી પખવાડિયે તે માણસ ફરી તપાસ કરવા આવ્યો.

'પંકજ ભાઈ આવ્યા કે?'

'ના.' સરોજે જવાબ આપ્યો.

'ક્યારે આવવાના ?'

'કંઈ ખબર પડતી નથી. અઠવાડિયે આવવાના સમાચાર હતા, તેનાં ત્રણ અઠવાડિયાં થઈ ગયાં !'

'ત્યાર પછી કંઈ કાગળ નથી ?'

'ના.'

'હજુ તે અમદાવાદ છે, કે ત્યાંથી નીકળી ચૂક્યા છે ?'

'કંઈ ખબર નથી.'

'રસ્તામાં વડોદરા, સુરત ઊતર્યા હોય.'

'એમ પણ બને.'

'ત્યાં એમના કોઈ મિત્ર ખરા કે ?'

'કોઈ છે તો નહિ.'

વાત ચાલતી હતી, એવામાં કીર્તિ આવ્યો. પંકજના મિત્રે રજા લેતાં કહ્યું: 'મારે એમને મળવું છે. ખાસ કામ છે. આવે ત્યારે આ નંબર પર ટેલિફોન કરજો' કહી, એણે પોતાનું કાર્ડ આપ્યું. એમાં ટેલિફોન નંબર હતો.

એના ગયા પછી કીર્તિએ પૂછ્યું: 'તું આને ઓળખે છે ?'

'ના. એ કહેતો હતો કે, પંકજનો એ મિત્ર છે.'

'પંકજે તને કોઈવાર કહ્યું હતું કે, તેને મુંબઈમાં કોઈ મિત્ર છે ?'

'ના.'

'ત્યારે સમજાયું.'

'શું?'

'એ છૂપી પોલીસનો માણસ હોવો જોઈએ. તેં છાપામાં વાંચ્યું નહિ કે, હોલ્કર રાજ્યે મુંબઈની પોલીસની મદદ લીધી છે? હવે કોઈની સાથે પંકજ વિષે વાત ન કરવી, જાણે આપણે એ નામના કોઈ માણસને ઓળખતાં જ નથી. કાલે હું પૂરી તપાસ કરી લઈશ.'

બીજે દીવસે સાંજે ફરવા જતી વખતે કીર્તિએ સરોજને કહ્યું: 'મેં તપાસ કરી છે. પેલો માણસ છૂપી પોલીસનો જ છે.'

'કોણે કહ્યું?'

'એણે આપેલ ટેલિફોન નંબર ઉપરથી મેં એનું સરનામું શોધી કાઢ્યું. પછી હું એને ઘેર ગયો, એ બહાર નીકળ્યો, ત્યારે હું એની પાછળ પડયો. એ ત્રણ વખત પોલીસ ઑફિસે ગયો હતો, અને એક વખત છૂપી પોલીસના વડા અમલદારને પણ મળ્યો હતો. આજે હું એની પાછળ જ ભમ્યો છું. હવે એનો ભરોંસો ન કરતી.'

'આપણે પંકજને ખબર આપી દઈશું કે, એ અહીં ન આવે?'

'એ નહિ જ આવે. કદાચ ચેતી ગયો હશે. નહિતર એકનાં ત્રણ અઠવાડિયાં ન થાય.'

'છતાં ખબર આપવા સારા.'

'એનો કાગળ ક્યાં છે? એમાં સરનામું હશે!'

'લાવું.' કહી સરોજ ઊઠી, અને કાગળ લઈ આવી, 'આમાં સરનામું તો નથી!'

'સારું થયું. સરનામું હોત, તો પંકજ આજ પકડાઈ ગયો હોત. આપણો કાગળ છૂપી પોલીસે ફોડ્યો હોવો જોઈએ.'

'કવર ઉપર તો અમદાવાદની ટપાલની છાપ છે!'

'અમદાવાદ જેવા શહેરમાં એનો પત્તો નહિ લાગે હવે એની ચિંતા કરવી નકામી છે.'

સરોજે ચિંતા છોડવા પ્રયાસ કર્યો, પણ એ છૂટે જ કેમ? પંકજ પકડાઈ જવાનો, એને હંમેશાં ભય લાગ્યાં કરતો.

ચિંતાનું ઔષધ સમય છે. છ–ચાર મહિને એ વિષય જૂનો થઈ ગયો વચ્ચે વચ્ચે દિલ્હી અને કલકત્તાથી તેના બે પત્રો આવ્યા હતા; જેમાં એટલું જ જણાવ્યું હતું કે, તે "ખુશીમાં છે. ચિંતા કરવી નહિ."

તેમને મુંબઈ આવ્યે બાર–તેર માસ થઈ ગયા. સરોજ મૅટ્રિકની પરીક્ષામાં પાસ થઈ હતી, અને તેની ખુશાલીમાં કીર્તિએ પોતાને ત્યાં એક જલસો ગોઠવ્યો હતો. બે–ચાર કીર્તિના મિત્રો, બે–ત્રણ સરોજની સખીઓ વગેરેને આમંત્રણ આપવામાં આવ્યાં હતાં. ગર્લ્સ હાઈસ્કૂલનાં પ્રિન્સીપાલ મિસ જ્યોતિબહેન પણ આવ્યાં હતાં. ઉપાહાર અને સંગીતનો નાનો

પણ આનંદદાયક કાર્યક્રમ ગોઠવવામાં આવ્યો હતો. આવનારાંઓએ સરોજને અભિનંદન આપ્યાં. સરોજને આનંદ થયો.

મેળાવડો વીખરાયો, અને કીર્તિ તથા સરોજ 'બોટ'માં ફરવા માટે, પાલવા જવા ઊપડતાં હતાં, ત્યાં તેમના હાથમાં તાર આવીને પડયો. તાર પંકજનો હતો. એમાં લખ્યું હતું: 'ભાઈનાં અભિનંદન. કીર્તિનો આભાર.'

સરોજનો આનંદ સમાયો નહિ. આજે પણ ભાઈ બહેનને ભૂલ્યો નથી!

બહાર નીકળતાં સરોજે કહ્યું: 'કાન્ત! પંકજે તમારો આભાર માન્યો છે, પણ હું તો તમારો આભાર માનતાં ભૂલી જ ગઈ છું. તમે આટલું કષ્ટ વેઠીને મને ન ભણાવી હોત, તો આજે હું કોઈનાં અભિનંદન મેળવી શકત નહિ.'

'પંકજે જો આપણને સહાય ન કરી હોત, તો હું પણ મારા કે તારા–કોઈના અભ્યાસને ચાલુ રખાવી શકયો ન હોત! એટલે આપણે બન્નેએ ખરો આભાર એનો જ માનવો જોઈએ.'

'એણે તો ફરજ બજાવવા મોટી આફત વહોરી છે. એને આપણે કંઈ ઉપયોગનાં નથી થઈ શકતાં.'

'આપણે શું કરીએ? એના સરનામાની પણ આપણને ખબર નથી. તાર કયાંથી છે?'

'અમદાવાદથી.' સરોજે કહ્યું. 'હું પાસ થઈ, તે એણે કયાંથી જાણ્યું?'

'વર્તમાનપત્રમાં વાંચ્યું હશે, એમાં છોકરીઓનાં નામ પૂરાં છપાય છે.'

'એ આપણને કદી ભૂલતો નથી. આપણે તો આપણા આનંદમાં જ મસ્ત થઈને ફરીએ છીએ.'

'આનંદ ન કરીએ, અને શોક કરતાં ફરીએ, તેથી એનું શું વળે? પણ એની ટપાલ અને તાર આવ્યાં કરે છે, તેમ એ જાતે પણ જરૂર કોઈ દિવસ અહીં આવી ચડવાનો.'

'એની રાહ જોતાં બાર–તેર માસ તો પસાર થઈ ગયા.'

'મારી બી. એ. ની પરીક્ષા સુધીમાં એ જરૂર એક વાર આવી ચડશે, મારી આગાહી ખોટી નહિ પડે.' કીર્તિએ કહ્યું.

'જુઓ, જુઓ! બસ આવી પહોંચી.' બસ સ્ટેન્ડ તરફ આંગળી ચીંધી સરોજે કહ્યું. બન્ને દોડીને પાલવાની બસમાં જઈ બેઠાં.

પાલવાના દરિયામાં રાત્રિનો નૌકા વિહાર અનેરી મોજ આપે છે. ત્યાં મોજાંઓ ઊંચાં ઊછળતાં નથી, પણ પાણી હિલોળા ખાય છે. 'તાજ' હોટેલની ઝગમગતી વીજળીક રોશની સમુદ્રના પાણીમાં પ્રતિબિંબિત થાય છે, અને એકના અનેક દીપક દેખાય છે. દૂર જતાં 'હિંદનો દરવાજો' દિશાનું લક્ષ્ય ચૂકવા દેતો નથી. સમીરની લહરીઓ મન અને શરીરને આહ્લાદ આપે છે. મુંબઈનો કોલાહલ ત્યાં શાન્તિ ધારણ કરે છે, અને સાગરનો ઘૂઘવાટ એકધારું સંગીત ગાય છે. ચાંદની રાતનો આનંદ તો એથીયે અદ્ભુત હોય છે. ઊછળતી ઊર્મિઓનાં સફેદ ફીણ ઉપર ચંદ્રનું પ્રતિબિંબ ટુકડા થઈ

જઈને વેરાઈ જાય છે, અને તારાઓમાં ભળી જઈને અપૂર્વ દૃશ્ય ખડું કરે છે. નૌકાવિહારનો અહીં આનંદ માણી સરોજ અને કીર્તિ મોડી રાત્રે ઘેર આવ્યાં.

પણ જીવન સદા સરળ સપાટી પર વહેતું નથી. નવી મુશ્કેલી, નવા પ્રશ્નો ઊભા થાય છે, અને શમી જાય છે. થોડો સમય જીવન ફરી શાન્ત વહે છે, અને ફરી નવા પ્રશ્નો ઊભા થાય છે. જીવન સદા એકધારું વહેતું નથી; એકધારા જીવનમાં મજા પણ નથી.

આનંદ શાન્તિમાં નથી, કોલાહલ પછીની શાન્તિમાં છે. મજા સુખમાં નથી, દુઃખ પછીના સુખમાં છે. કોલાહલ કે દુઃખ જેણે જોયાં નથી, અનુભવ્યાં નથી, એ શાન્તિ કે સુખને માણી શકતો નથી. નદીના વિશાળ જળપ્રવાહને સ્વબાહુથી તરીને સામે પાર પહોંચનાર તરવૈયાને, શ્રમિત છતાં, જે સંતોષસુખ મળે છે, તે સામે પાર બેસી રહેલા માનવીને મળી શકતું નથી.

કીર્તિ અને સરોજનું એક વર્ષ તો અભ્યાસ અને આનંદમાં સહેજે પસાર થઈ ગયું. કદાચ નરેન્દ્રપ્રસાદના 'તુકોગંજ'ના નવા મહાલયમાં પણ કીર્તિ આ આનંદ માણી શક્યો ન હોત. નિશ્ચિંત જીવન અને મુંબઈમાં સ્વતંત્ર વિહાર, તેને ઇન્દોરમાં ન જ મળી શકત.'

માનવીની દરેક વૃત્તિને પોષે એવું આ નગર છે. ત્યાં કળા છે, સૌંદર્ય છે, માનવીએ રચેલી અદ્ભુત કળા છે, પ્રકૃતિનું અજબ સૌંદર્ય છે. મહાલયો અને વિલાસભવનો ઊભાં છે, અને સાગર ઘૂઘવે છે. કરોડોનો વેપાર થાય છે, લાખોનો માલ પેદા થાય છે, અને કરોડોની આવક-જાવક થાય છે.

સાથે અંધારી ઓલીઓમાં ખદબદતું જીવન પણ છે. આકાશના છત્ર નીચે સૂઈ રહેનારાં માનવીઓ છે, અને બેકારીની ચિંતામાં બળી રહેલાં સ્ત્રી–પુરુષો પણ છે. જેટલો વૈભવ છે, એથી અનેક ગણી વધુ કંગાલિયત છે.

આ મુંબઈમાં કીર્તિએ એક વર્ષ પસાર કર્યું. આજ દિવસ સુધી તેની પાસે પૈસા હતા. હવે એ ખૂટવા માંડયા હતા. એણે ભાવિનો વિચાર કરવાનો હતો.

જેની પાસે પૈસા છે, કે ચાલુ કમાણી છે, એને માટે મુંબઈ છે. ડગલે અને પગલે ખીસાનો ભાર ઓછો થયા કરે છે. કીર્તિ લક્ષાધિપતિનો પુત્ર હતો. ઇન્દોરમાં મોજથી રહેતો, એથી વધુ મોજ એણે મુંબઈમાં ભોગવી હતી. બે વર્ષ ચાલશે એમ ધારી હતી, તે રકમ કરકસરથી રહેવા છતાં, એક વર્ષમાં લગભગ ખલાસ થઈ ગઈ હતી, બે હજારમાંથી બસો રૂપિયા બચ્યા હતા.

નૌકાવિહાર કરી આવ્યા પછી બીજે દિવસે કીર્તિએ ગંભીર વદને સરોજને કહ્યું: 'સરોજ ! આપણી પાસેની મૂડી હવે ખલાસ થવા આવી છે. મને લાગે છે કે, હવે મારે નોકરી શોધવી જોઈએ; નહિતર આપણું લાંબું નહિ ચાલે.'

'પછી અભ્યાસનું શું ?'

'અભ્યાસ બંધ.' ટોપી ઉતારતાં કીર્તિએ કહ્યું.

'ના, ના. અભ્યાસ બંધ ન કરાય. હવે તો માત્ર દસ મહિના કાઢવા છે. બી. એ. ની પરીક્ષા આપ્યા વિના કંઈ છૂટકો છે ?'

'એ તો હુંય સમજું છું. પણ બીજો ઉપાય નથી.'

'બે-ત્રણ ટ્યુશન રાખી લો તો ?'

'એમાં ઘરનું ખર્ચ નીકળે નહિ, ને અભ્યાસ પણ બરાબર થાય નહિ. જ્યુનિયરના વર્ષમાં કંઈ વાંચી શકાયું નથી. આ વર્ષે તો વાંચવું જ જોઈએ. પાસ તો હું ગમે તેમ કરીને થઈ જાઉં; પણ ખાસ પ્રયત્ન કર્યા વિના વર્ગ ન મળે.'

'વર્ગનું શું કામ છે ?'

'વાહ ! મારી career×નું શું ? પહેલા વર્ગમાં પાસ ન થાઉં, તો નામોશી ગણાય ! મૅટ્રિકમાં હું આખી વિદ્યાપીઠમાં બીજો આવ્યો હતો !' ગર્વથી કીર્તિએ કહ્યું.

થોડીવાર વિચાર કરી સરોજે કહ્યું: 'મારી એક વાત માનશો ?'

'શી વાત ?'

'એક વર્ષ હું નોકરી કરું.'

'ક્યાં ?'

'ગર્લ્સ હાઈસ્કૂલમાં.'

'વાહ ! તું મહેતાજી થશે ? કેટલા રૂપિયા કમાઈ લાવીશ ?' રમૂજમાં કીર્તિએ પૂછ્યું.

'ઘર ચાલી શકે એટલા તો ખરા ! કાન્ત ! હું મશ્કરી નથી કરતી, ખરું કહું છું. રમૂજ જવા દો. બી. એ. થયે જ છૂટકો છે. નોકરી વિના બીજો માર્ગ નથી.'

'હું ખરું કહું છું, એમાં પૂરું ન થાય. દર મહિને સવાસો રૂપિયા તો ચટણી થઈ જાય છે !'

×કારકિર્દી.

'ગર્લ્સ હાઈસ્કૂલવાળાં જ્યોતિબ્હેનને તમે ઓળખો છો. એ કહેતાં હતાં કે, હું એમની શાળામાં જોડાઉં, તો મને પોણોસો રૂપિયા આપે. ત્રીસ–ચાલીસનું એકાદ ટ્યુશન પણ અપાવી દે. જરા કરકસર કરીએ, તો ચાલ્યું જાય ગાડું!'

'ખરું કહે છે?'

'ત્યારે મશ્કરી કરું છું? હું આજે જ તમને પૂછવાની હતી.'

'શું?'

'એ જ કે, તમે ભણો ત્યાં સુધી હું નોકરી કરું?'

કીર્તિએ વિચાર્યું કે, આ માર્ગ કંઈ ખોટો નથી. પિતાનો રોષ હજુ ઊતર્યો નહોતો. એની માતાના પત્રો આવ્યા કરતા હતા અને તે પુત્રના ખુશી સમાચાર પૂછાવ્યા કરતી હતી; પરંતુ પતિની સંમતિ વિના તે કીર્તિને એક પાઈ પણ મોકલી શકે નહિ. આ સ્થિતિમાં બીજો માર્ગ નહોતો.

પોતે અભ્યાસ છોડી, નોકરીએ જોડાય, તો આજે તેને પચાસ–સાઠથી વધુ કોણ આપે! એ તો બી. એ. થયે જ છૂટકો.

એટલે તેણે સરોજની યોજના મુજબ તેને એક વર્ષ માટે નોકરીએ જોડાવાની મંજૂરી આપી.

સરોજ જ્યોતિબ્હેનને મળી. જ્યોતિબ્હેનને સરોજ પ્રત્યે સદ્‌ભાવ હતો જ. તેની વર્ગની જ એ વિદ્યાર્થિની હતી. એની કાર્યકુશળતાનો જ્યોતિબ્હેનને સારો પરિચય હતો. એટલે

એને તરત જ નોકરી મળી ગઈ. ચાળીસ રૂપિયાનું એક ટ્યુશન પણ જ્યોતી બહેનની લાગવગથી મળી ગયું.

કીર્તિ અને સરોજનો સુખદ સંસાર એમ ચાલુ રહ્યો. મુશ્કેલીમાંથી માર્ગ નીકળ્યો. કીર્તિએ અભ્યાસમાં બને તેટલું મન પરોવવા કોશિશ કરી, પણ તે મુંબઈની મોજ છોડી શકતો નહિ; એ જ આનંદ-પ્રમોદ, એ જ—ચોપાટી-પાલવા અને એ જ નાટક સિનેમા પણ ચાલુ રહ્યાં.

સરોજને હવે ઓછી ફુરસદ મળતી હતી; એટલે કીર્તિએ એને દરરોજ પોતાની સાથે ખેંચવાની જીદ છોડી દીધી હતી. એને સોબત આપે એવા મિત્રો કોલેજમાંથી મળી ચૂકયા હતા.

## પ્રકરણ અઢારમું ............................ પ્રેરણા

**ઈન્દોરથી** છૂપા વેશે નીકળી, પંકજ વડોદરા આવી પહોંચ્યો, ત્યારે સાંજ પડી ગઈ હતી. તે ત્યાં ઊતરી પડયો. હવે આગળ વધતું જોખમ ભરેલું હતું; કારણ કે, આખો દિવસ ઈન્દોરમાં તેની તપાસ ચાલ્યા બાદ, તેનો પત્તો નહિ લાગવાથી તે નાસી ગયો હોવાનું ધારીને ઈન્દોરની પોલીસે રેલવે સ્ટેશનોએ તાર કર્યા હોય, એ સંભવિત હતું. વિનાયકની સૂચના મુજબ પાંચ સાત દિવસ અહીં રોકાઈ જવું, તેને ઈષ્ટ લાગ્યું.

વડોદરામાં ન્યાયમંદિર પાસેની 'કૃષ્ણ લૉજ'માં તે ઊતર્યો. અત્યાર સુધી ઈન્દોરની પોલીસનો ખાખી પોષાક તેને ઠીક રક્ષણ આપી રહ્યો હતો; પરંતુ એ પોષાકમાં બે જોખમ હતાં. જો તે પકડાઈ જાય, તો પોલીસનો સ્વાંગ સજવા માટે પણ તે વધુ ગુનેગાર ગણાય. વળી આ ગણવેશ વિનાયકનો હોવાનું માલૂમ પડે, તો તેની સ્થિતિ બહુ કફોડી થઈ પડે. એની નોકરી જાય, અને ગુનેગારને નસાડવાને લીધે કાયદેસર સજા પણ થાય. એટલે તેણે સવારે ઊઠીને, તેના પાસેના પોટલામાંથી

મારવાડી લેબાસ કાઢી પહેરી લીધો, અને પોલીસનાં કપડાં એ જ પેટકામાં બાંધી લીધાં.

મારવાડી જૂતાં, ગોઠણ સુધીનું ધોતિયું અને મારવાડી પાઘડીમાં એને કોઈ ઓળખી શકે એમ નહોતું. બહાર નીકળી, મોટરબસમાં બેસી, એ સ્ટેશન પાસેની 'ચીમનલાલ બાદશાહની ધર્મશાળા'માં ઊતર્યો, અને ત્યાં પાંચ–છ દિવસ કાઢ્યા.

લહેરથી તે વડોદરામાં ફર્યો. કમાટી બાગ, કલાભુવન, ન્યાયમંદિર, સુરસાગર તળાવ, ખંડેરાવ માર્કેટ, રાજમહેલ, કીર્તિમંદિર, એવન્યુ, વગેરે સુશોભિત મકાનો અને રમણીય સ્થળો એણે જોઈ નાખ્યાં. વડોદરાની શોભા એને ઈન્દોર કરતાં વધુ મનોહર લાગી.

છેલ્લે દિવસે, શહેરથી અનેક માઈલ દૂર જંગલમાં જઈને, પોલીસ ગણવેશને તેણે બાળી નાખ્યો; અને મારવાડી પોષાકમાં જ તે અમદાવાદ આવી પહોંચ્યો.

ગુજરાતના પાટનગરમાં મારવાડી પોષાક કોઈનું પણ ધ્યાન ખેંચે, એ સ્વાભાવિક હતું; એટલે પંકજે એ વેષ ઉતારીને કાઠિયાવાડી વાણિયાનો પોષાક શુક્રવારની ગુજરીમાંથી ખરીદી લીધો. સ્લીપર જોડા, મેલું ધોતિયું, દોરીવાળું અંગરખું અને અર્ધી ફાટેલી કાઠિયાવાડી પાઘડી–જાણે ઝાલાવાડના ગામડાનો વેપારી! ભાષા તો એને અનુકૂળ હતી જ. રહેવાનો યોગ્ય સસ્તો પણ એણે શોધી કાઢ્યો. કોઈને સ્વપ્ને પણ ખ્યાલ આવે કે, એ દીનદયાળનો ભંડારી છે, એવું ન રહ્યું.

મસ્કતી મારકીટ, રતનપોળ વગેરે સ્થળે ફરીને એણે બૈરાંઓ માટેનું ઘરગથ્થુ વપરાશનું ચાળીસ—પચાસ રૂપિયાનું

કાપડ ખરીદ્યું, અને અમદાવાદની પોળોમાં ફેરી કરવાની શરૂઆત કરી. પોતાની જાતને છુપાવી શકે એવો વેષ અને ધંધો, બન્ને મળી ગયું. એની કોટડીનું ભાડું અને વીશીનું ખર્ચ આ ધંધામાંથી મળી રહેતું. ઉપરાંત રોજનો રૂપિયો એ બચાવી પણ શકતો.

મકાન શોધી લીધા પછી તરત જ એણે વિનાયકને પત્ર લખી પોતાનું સરનામું મોકલી આપ્યું:

'શા. સિરાજ કેવળચંદ,
મોટી ખડકી, પંચભાઈની પોળ,
કાળુપુર, અમદાવાદ.'

થોડા દિવસ પછી પંકજને લાગ્યું કે, સરોજને પોતાના વિષે ચિંતા થતી હશે. પોતાની ઉચાપત અને નાસભાગના સમાચાર એણે મુંબઈનાં છાપાંમાં વાંચ્યા હતા, અને કીર્તિએ પણ કદાચ વાંચ્યા હોય, એટલે એક સમાચાર પત્ર લખવો એને જરૂરી લાગ્યો; અને એણે ખુશીખબરનો પત્ર લખી ટપાલમાં નાખ્યો.

ઇન્દોરની પોલીસે મુંબઈની પોલીસ મારફત કીર્તિના મકાન પર જાપ્તો રાખવો શરૂ કરી દીધો હતો. ભાઈ બહેનને મળવા જાય અથવા પત્ર લખે, એવો શક પોલીસ ખાતાને હતો; એટલે કીર્તિ અને સરોજની ટપાલ પણ પોલીસ તપાસતી.

પંકજે લખેલો પત્ર ફોડાયો, અને તેની નકલ ઇન્દોર મોકલવામાં આવી. એમાં પંકજે અઠવાડિયામાં મુંબઈ આવવા

જણાવ્યું હતું; એટલે ઇન્દોરની છૂપી પોલીસનાં માણસોને મુંબઈ મોકલવામાં આવ્યાં. તેઓ કીર્તિના મકાનની આસપાસ ફરતા રહી, પંકજના આગમનની રાહ જોવા લાગ્યા.

પણ પંકજ મુંબઈ ન આવ્યો. રાહ જોઈ તેઓ નિરાશ થયા; અને તેમાંના એક માણસને અમદાવાદ મોકલ્યો. પણ તે આવે તે પહેલાં જ પંકજ અમદાવાદ છોડી ચાલ્યો ગયો હતો. એને વિનાયક તરફથી સૂચના મળી ગઈ હતી.

વિનાયકે લખ્યું હતું કે, 'ચાર–છ માસ સુધીમાં તારે મુંબઈ ન જવું. પત્ર પણ ન લખવો. કોઈ વાર લખવાની જરૂર પડે તો, તે દૂરના સ્ટેશનેથી પોસ્ટ કરાવવો; અંદર નામ, ઠામ, ગામ કશું જણાવવું નહિ; ખુશી સમાચાર સિવાય કંઈ લખવું નહિ; વેશપલટો કરીને જ રહેવું' વગેરે.

પંકજ પોતાની ભૂલ સમજી શક્યો. વિનાયકની સૂચના મુજબ એણે તત્કાળ અમદાવાદ છોડયું; અને કાઠિયાવાડ તરફ પ્રયાણ કર્યું.

કાપડ તો તાત્કાળિક વેચી શકાય એમ નહોતું; એટલે એની ગાંસડી બાંધી એ સાથે લીધું. મારવાડી પોશાકની હવે કશી જરૂર નહોતી; એટલે તે ગુજરીમાં વેચી નાખ્યો. ચાલુ પોશાકમાં ટ્રંક, બેડીંગ અને ગાંસડી સાથે એણે કાઠિયાવાડનો પ્રવાસ શરૂ કર્યો.

કાઠિયાવાડ એનું વતન હતું, પણ અહીં તે કિશોરાવસ્થામાં એની મા સાથે એક જ વખત આવ્યો હતો. આથી કાઠિયાવાડની કશી ખાસ માહિતી એને નહોતી. છતાં એ કાઠિયાવાડી હતો. કાઠિયાવાડ એનું વતન હતું. એનો એને ગર્વ પણ હતો.

નવલકથાઓ દ્વારા કાઠિયાવાડનો ઇતિહાસ એ વાંચતો, અથવા ઇન્દોરમાં રહેતા કાઠિયાવાડીઓ પાસેથી એ વતનની વાતો સાંભળતો, ત્યારે એને આનંદ થતો.

સમજણો થયા પછી, આજે પહેલી જ વાર એ કાઠિયાવાડમાં પ્રવેશ કરતો હતો, ત્યારે વતનનો પ્રેમ એના જુવાન હૈયામાં ઊછળવા લાગ્યો. આ દિવસો ન આવ્યા હોત, તો તે કોણ જાણે ક્યારે એના વતનને જોઈ શક્યો હોત!' ડબ્બાની બારીમાંથી કાઠિયાવાડનાં ખેતરો તરફ દૃષ્ટિ ફેંકતાં એનું હૃદય આનંદથી નાચવા લાગ્યું. 'સસ્ય શ્યામલામ્'થી એ ખેતરો ઊભરાતાં હતાં. એના હૃદયમાંથી નાદ ઊઠયો: 'વન્દે માતરમ્'!

વઢવાણ જંકશને ઊતરી, એ કેમ્પમાં આવ્યો લૉજમાં ઊતર્યો. ધંધો તો એના હાથમાં જ હતો. માલ એની પાસે હતો. કાપડની ફેરી એણે શરૂ કરી. કાપડના ભાવ અહીં ઊંચા હોવાથી એને ઠીક લાભ થયો.

લાંબો સમય લૉજમાં રહેવું એને પોષાય તેમ નહોતું, એટલે એણે રહેવાનું જોરાવરનગરમાં રાખ્યું. ત્યાં ઘર ભાડું અને ચીજોના ભાવ સસ્તા હતા. ત્યાંથી રોજ તે વઢવાણ શહેર કે કેમ્પમાં ફેરી કરવા જતો. જોરાવરનગર એ શહેર અને કેમ્પની વચ્ચે આવેલું ગામડું છે; અને ત્યાંથી શહેર અને કેમ્પ અર્ધા કલાકમાં ચાલીને પહોંચી શકાય છે.

અહીં તેણે ત્રણ—ચાર મહિના કાઢી નાખ્યા. આરામથી તે રહેતો, અને આરામથી તે ધંધો કરતો. એને એની રોજી બહુ જ આસાનીથી મળી રહેતી; એટલે તે ચાર—પાંચ કલાક

ફેરી કરી, બાકીનો વખત હરવા ફરવામાં પસાર કરતો. કોઈ વાર એને એકાકીપણું લાગતું, અને આ રીતે છૂપા વેશે ફરવામાં એને જીવનની કંઈ સાર્થકતા જણાતી નહિ. એથી કોઈ વાર એ કંટાળી જતો; અને 'આ કરતાં એકાદ વર્ષની જેલ ભોગવી સ્વતંત્ર રીતે ફરવું એ વધારે સારું છે' એમ તેને લાગતું. છતાં એથી પ્રતિષ્ઠાને હાની પહોંચવાનો સંભવ હતો તેથી, તથા આટલા વેશપલટા પછી થાકી જઈને પકડાવામાં એને નામોશી લાગતી હતી તેથી, એણે આ પ્રકારના જીવનને ચાલુ રાખવાનો નિર્ણય કર્યો.

ધંધાર્થે કે આનંદાર્થે તે ફરતો, ત્યારે લોકજીવનનું બારીકાઈથી તે નિરીક્ષણ કરતો. દૂબળાં શરીરવાળા અને નિર્બળ મનવાળા જુવાનોને ધ્યેય વિનાનું જીવન જીવી નાખતા જોઈને, તેના અંતરમાં ખેદ થતો. ઇન્દોરમાં આઠ—દસ અખાડાઓ ચાલતા, અને જુવાનો સવાર સાંજ ત્યાં જઈને વ્યાયામ કરતા. રાજ્યના પ્રતિબંધો છતાં, ત્યાંના જુવાનો પ્રજામંડળની પ્રવૃત્તિને આગળ ધપાવતા. સાંસ્કારિક પ્રવૃત્તિઓ પણ ત્યાં ધમધોકાર ચાલતી. સાહિત્યનાં સંમેલનો, સંગીતના જલસાઓ અને કળાનાં પ્રદર્શનો ત્યાં અવારનવાર યોજાતાં. વઢવાણમાં તો એમાંનું કશું નહોતું. શહેરના શુષ્ક પ્રકૃતિના વેપારીઓ નાણું એકઠું કરી સંગ્રહવામાં મગ્ન રહેતા, અને કેમ્પના વકીલો છાપું વાંચવા સિવાયનો વખત અસીલો ને અદાલત માટે રોકતા. જીવન જેવી ત્યાં વસ્તુ નહોતી. શહેરમાં આવતા ગામડાના ખેડૂતોનાં દુઃખદર્દો અને એમના પર વીતી રહેલા અમલદારી ત્રાસની વિગતો તેમની પાસેથી પંકજ સાંભળતો, ત્યારે તેનાં રૂવાં ખડાં થઈ જતાં, તેમની સ્થિતિ મધ્યહિન્દના કિસાનોથી જરા પણ સારી નહોતી.

કેમ્પમાં સરકારી છાવણી હતી, અને ત્યાંના વેપારીઓ, વકીલો તથા અમલદારોમાં સરકાર પ્રત્યેની વફાદારીનું તત્ત્વ સ્પષ્ટ દેખાઈ આવતું હતું. કેમ્પમાં એક મિલ હતી, જ્યાંના મજૂરોની સ્થિતિ ઇન્દોરના મિલમજૂરો કરતાં પણ બદતર હતી. ખેડૂતોની દાદ સાંભળનાર, કે મજૂરોને દોરવણી આપનાર કોઈ જુવાન ત્યાં એને દેખાતો નહોતો.

આ બધું નિહાળીને પંકજને ઘણું દુઃખ થયું. પોતાના વતનની આ દશા સુધારવા માટે એણે કંઈક કરવું જ જોઈએ, એવી પ્રેરણા એના અંતરમાં જાગૃત થઈ. એણે નિર્ણય કર્યો કે, કાઠિયાવાડના પ્રદેશોમાં વર્ષ—દોઢ વર્ષ પ્રવાસ કરીને વતનની સ્થિતિનો એણે અભ્યાસ કરવો.

ત્રણ—ચાર મહિના અહીં ગાળીને એ રાજકોટ જવા ઉપડયો, ત્યારે એણે મુસ્લીમ વેપારીનો પોષાક ધારણ કર્યો હતો. હવે તો એને દુનિયાને જોવી હતી, અને સમજવી હતી. અનેકવિધ અનુભવો એને લેવાના હતા. હવે તો વેશપલટાના પ્રયોગો એને સહજ થઈ પડયા હતા, અને તેમાં એને આનંદ આવવા લાગ્યો હતો. વઢવાણ આવ્યા પછી એના હૃદયમાં જે નિરાશા વ્યાપી હતી, તે હવે અદ્રશ્ય થઈ ગઈ હતી. તે અંતરીક્ષમાંથી આ જીવનનાટક નિહાળી રહ્યો હોય, એમ તેને લાગતું હતું.

રાજકોટ આવી, રામનાથપુરાના મુસ્લીમ લત્તામાં ઘર વસાવી તે રહેવા લાગ્યો. હવે તેણે ધંધો પણ બદલ્યો. કેટલુંક કાપડ વઢવાણમાં વેચાઈ ગયું હતું, અને બાકીનું એક બે માસમાં વેચી નાખી, કેટલોક કટલરી, હોઝિયરી તથા કાચનો સામાન ખરીદ કરી, તેણે લારી ફેરવવાનું શરૂ કર્યું.

[ અપૂર્ણ ]

